પૂ. મા શ્રી સર્વેશ્વરીના સાન્નિધ્યમાં

## ધ્યાન–સાધના શિબિર

તા. ૧૭ માર્ચથી ૨૧ માર્ચ ૯૧

આ વર્ષે પ. પૂ. મા શ્રી સર્વેશ્વરીના સાન્નિધ્યમાં ચૈત્રી એકમથી પાંચમ સુધી (ચૈત્રી નવરાત્રિ દરમ્યાન) એટલે તા. ૧૭ માર્ચથી ૨૧ માર્ચ ૧૯૯૧ સુધી એમ પાંચ દિવસની ધ્યાન સાધના શિબિર અંબાજી ખાતે સ્વર્ગારોહણ તીર્થમાં રાખવામાં આવી છે.

જે સાધક ભાઇ–બહેનો આ શિબિરમાં જોડાવા માગતા હોય તેઓએ સીધાં તેઓનાં નામ, સરનામું, ઉમ્મર ને વ્યવસાયની વિગતો સાથે તા. ૧–૩–૯૧ સુધીમાં લખી જણાવવું.

કેન્દ્રોવાળા ભાઇઓ પોતાને ત્યાંના ભાઇબહેનોનાં નામો એક સાથે ભેગાં કરી મોકલાવે.

શિબિરાર્થીએ પોતાની સાથે શેત્રંજી ને ઓઢવાનું તથા બેટરી વગેરે લાવવાં. તે ઉપરાંત આસન, માળા, સરલ ગીતા, વિષ્ણુ સહસ્ર, શિવમહિમ્ન, પ્રેરક પ્રાર્થના ને તુલસીદળનાં પુસ્તકો પણ લાવવાં.

શિબિરાર્થીને એક ટંક ફળાહાર ને સાંજે સાદુભોજન આપવામાં આવશે. રહેવા–જમવાનો ખર્ચ સાધકે સ્થળ ઉપર આપવાનો રહેશે. શિબિરમાં જોડાવા માટે નીચેના સરનામે લખવું:–મેનેજરશ્રી, સ્વર્ગારોહણ, માતાજી જ્યોતિર્મયી વિશ્રામગૃહ, દાંતા રોડ, અંબાજી, જિ. બનાસકાંઠા, ૩૮૫૧૧૦.






# અધ્યાત્મ

આધ્યાત્મિક વિકાસની નવી જ ક્ષિતિજ ખોલતું ગુજરાતી માસિક
છૂટક નકલ ૨-૦૦ વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૧૫-૦૦
વિદેશમાં રૂ. ૧૨૫-૦૦ (વિમાનથી)

¤ સંસ્થાપક પ. પૂ. યોગેશ્વરજી સર્વમંગલ ચેરીટેબલ ટ્રસ્ટ (રજી. અમદાવાદ).

¤ તંત્રી-સંપાદક શ્રી નારાયણ હ. જાની.

¤ સહસંપાદકો શ્રી નાનુરામ દુધરેજીયા, શ્રી ભાઈલાલભાઈ છાટબાર, શ્રી મણિભાઈ સી. શાહ.

¤ પ્રકાશન અને પ્રાપ્તિસ્થાન 'અધ્યાત્મ' પ્લોટ નં. ૧૬૮૮ બી. સરદાર નગર, ભાવનગર-૧

¤ તંત્રી, મુદ્રક અને પ્રકાશક નારાયણ હ. જાની. ફોન ૨૫૮૧૧

¤ મુદ્રણસ્થાન રાધેશ્યામ પ્રિન્ટીંગ પ્રેસ, ૫૩/૫૪ સી, બોરડીગેટ, ભાવનગર-૧

## લેખકોને નિમંત્રણ

¤ અધ્યાત્મમાં લેખો, ભજનો કે ગીતો મોકલાવવા લેખકોને નિમંત્રણ છે. અધ્યાત્મની ભાવનાને અનુરૂપ જ લેખો સ્વીકારવામાં આવશે.

¤ લખાણ કાગળની એક બાજુ ને સારા મોટા અક્ષરે લખેલું હોવું જરૂરી છે. બીજાં સામયિકોમાં પ્રસિદ્ધ થયેલ લેખોની નકલો ન મોકલાવવા વિનંતી છે.

## 'અધ્યાત્મ' અંગે સૂચનો

¤ ગ્રાહકોને ગ્રાહક નંબર સરનામા સાથે લખવામાં આવે છે તે નોંધી લેવો.

¤ 'અધ્યાત્મ' જો આપને ગમ્યું હોય તો આપના પરિચિત વર્ગમાં તેના ગ્રાહકો વધે તેવું આપ કરતાં રહેશો.

¤ 'અધ્યાત્મ' દર માસની દસમી તારીખે પ્રસિદ્ધ થશે. કોઈ કારણે એકાદ અઠવાડિયા સુધી અંક ન મળે તો સ્થાનિક ટપાલ કચેરીમાં તપાસ કર્યા પછી અત્રે જણાવવું. સિલિકમાં હશે તો જરૂર મોકલી આપશે.

¤ પત્રવ્યવહાર કરતી વખતે ગ્રાહક નંબર લખવાથી વધુ સરળતા રહેશે.

¤ 'અધ્યાત્મ' અંગે કોઈ સૂચનો કરવાના હોય તો નિઃસંકોચ કરવા અનુરોધ છે.

¤ દર મહિનાની તા. ૮ સુધીમાં જે ગ્રાહકોનાં નામ અત્રે મળી જશે, તેમને તા. ૧૦મી એ અંક રવાના કરવામાં આવશે.

# અનુક્રમણિકા



O

# અધ્યાત્મ

વરદ હસ્ત પ્રભુ તમારો, સદાય રહેજો જીવન સહારો

—મા સર્વેશ્વરી

વર્ષ : ૧૧ ફેબ્રુઆરી-૧૯૯૧ અંક : ૫


## શ્રી યોગેશ્વર કથામૃત

મા સર્વેશ્વરી

સંવત ૨૦૩૬, આસો સુદ સાતમ, તા. ૩૦/૧૦/૮૦
ગુરુવાર, સ્થળ : ભીમથી કિસનગઢ

ભીમના રમણીય સ્થાન(પી. ડબલ્યુ. ડી.નું ગેસ્ટ હાઉસ)થી લગભગ સાડા સાતે સાંઈબાબાની સ્તુતિ બોલી બીયાવર થઈ અજમેર તરફ જવા નીકળ્યા. બિંયાવરના એક તરફથી જ અજમેર જવા આગળ વધ્યા.

માર્ગમાં આજે આગળની સીટ પર શ્રી હરિ, શ્રી ગોપાલ હતા, જેથી માર્ગમાં ભાવનગરમાં કુસુમબેનને થયેલો માતાજીના પાર્થિવદેહમાં અંબાજીનો અનુભવ અને સર્વેશ્વરીના પાર્થિવદેહમાં અંબાજીનો અનુભવ અને સર્વેશ્વરીના શરીરમાં અંબિકાના સ્વરૂપનાં અનુભવની વાતો પૂ. શ્રીએ કાઢી. જેથી એ અનુભવની

વિગતો સર્વેશ્વરીએ આપી.

પૂ. કહે છે, 'જેનું જેવડું વાસણ, તેને તેટલું જ મળે ને?'

અજમેરમાં આવીને તરત જ પુષ્કરરાજ તીર્થના દર્શને પહાડ ઉપરના માર્ગે પ્રયાણ કર્યું. કાશ્મીરના માર્ગોની સ્મૃતિ કરાવે એવા એ માર્ગે પૂ. શ્રીએ મસુરી યાદ કર્યું. પુષ્કરરાજ તીર્થમાં બ્રહ્માજીએ તપ કર્યું, જેથી બ્રહ્માનું મંદિર પણ ગામની બહાર સ્વચ્છ સ્થાનમાં આવેલું છે.

એ રીતે ગામમાં પ્રવેશતાં જ રમાવૈકુંઠ મંદિર જોવા જેવું છે. અહીં સુંદર ગુલાબી રંગના ગુલાબોનો હાર ફક્ત ૨૦ પૈસામાં મળે છે. મંદિરમાં વિષ્ણુસહસ્રનો પાઠ મદ્રાસી બ્રાહ્મણ કરી રહ્યા છે, જેમનો સુંદર અવાજ દૂર સુધી માઇકથી સંભળાઇ રહ્યો છે.

પૂ. શ્રી આ મંદિરમાં પધારે છે. રામાનુજ સંપ્રદાયના તિલકની અને રામના નાના ભાઇ લક્ષ્મણને માનનારા આ સંપ્રદાયની વાતો કરે છે.

આ મંદિરના ઓટલા ઉપર ફોટાઓ પાડે છે. આ મંદિરનાં દર્શન બાદ સરોવર ઉપર ગયા. ત્યાં લીલવાળા પાણીમાં લોકો શ્રદ્ધાથી સ્નાન કરે છે. અમે કોઇએ ત્યાં સ્નાન ન કર્યું. ફક્ત હાથપગ ઉપર છંટકાવ કરી લીધો.

સરોવરને કિનારે પૂ. શ્રી બેઠા. તીર્થસ્થાનમાં ગોર-મહારાજોની હેરાનગતિ હોય જ છે. અહીં પણ એ રીતે ત્રણેક ગોરને અમે ઉડાવ જવાબ આપ્યા. પૂ. શ્રીએ કહ્યું, "ગોર, તમે કહો તો જમાડે પણ ખરા, અને મોટાં ઘર હોય તો ઉતારા પણ આપે છે. એટલે ગોર એટલે હાલતા ચાલતા ટુરીસ્ટ બંગલા કહેવાય."

ભોજનની વ્યવસ્થા માટે એક યુવાન સાધક ગાડીમાં બેઠા અને વૃદ્ધ સાધકો ભોજનની વ્યવસ્થાની દોડધામમાં હતા. જેથી પૂ. શ્રીએ કહ્યું, "કળિકાળની અસર તો જુઓ." પછી પ્રખ્યાત ટટ્ટુની વાતો કરી. બાપ દીકરા ટટ્ટુ લઈને જાય, વારાફરતી બેસે, તે વાત રમુજી શૈલીમાં કહી બતાવી.

સર્વેશ્વરીઃ—મહાત્માજી, યાત્રામાં જે જોડાય તે એવું માને કે અમારામાં પવિત્રતા, સંયમ વધશે તો વધે ખરાં?

પૂ. શ્રીઃ—સંયમ, પવિત્રતા વધારવા અમે પ્રયત્ન કરીએ જ ને.

ભોજનની વ્યવસ્થા જરાય સારી ન હતી. દહીં—ભાત વિગેરે લઈને ચલાવ્યું. ગંદકી પણ હતી. ભોજન બાદ પુષ્કરરાજ-માંથી નીકળી અજમેરના પહાડી માર્ગે એકાદ કિલોમીટરના અંતરે એક વિશાળ મેદાનનાં વૃક્ષો નીચે આરામ માટે જગ્યા શોધી.

અડધો કલાક આરામ કર્યો. પૂ. શ્રી, માતાજી ઉપરની લેખમાળાની નોંધ આજે લેખનકાર્ય કરી ચાલુ કરી.

નિયમિત લેખનકાર્યનો નિયમ જાણે અહીં પૂર્ણ રીતે પળાવવાનો શરૂ થયો છે. ફોટા માટેનો 'પોઝ' ઘણો સારો હતો તેથી શ્રી ભોજાણીને એ અંગે બોલાવી ફોટા લીધા.

અજમેર આવી ગયા બાદ જૈન મંદિર જેમાં ઋષભદેવના જન્મોત્સવની ભવ્ય ઉજવણી ને તપ, વૈરાગ્યની વાતોને સુંદર સ્મારકમાં ગૂંથી લીધી છે. એક મંદિર સોનાના મંદિર તરીકે ઓળખાય છે; તે જોયા બાદ આગળ જવા વિચારતા હતા, ત્યાં

ગાડી રિપેર કરવામાં સાત વાગી ગયા.

અજમેરથી હવે આગળ કિસનગઢ જવાનું રહે છે. કિસનગઢ આવી ગયા. રાત્રે સવા આઠ–સાડા આઠથી નવ સુધી સત્સંગ થયો.

પૂ. શ્રીએ કહ્યું : કિસનગઢ કરતાં ગઈકાલનું વાતાવરણ પવિત્ર હતું. ઘણાં વરસો પરની વાત યાદ આવે છે.

દેવપ્રયાગમાં રામાશ્રમજી પંડિત–ભીમ જેવા શરીરે–પાતળા, નીચા, કર્મકાંડી, કાનમાં બુટવાળા હતા. દેવપ્રયાગથી ૧૦ માઈલ દૂર ચંદ્રવદની દેવીની જગ્યા નીચે ગામ. ચંદ્રવદની ઉપર અમે ગયેલા. એક મહિનો રહેલા. ત્યાં સવારે સૂર્યકિરણોમાં સૂઈને હું ધ્યાન કરતો. પંડિત સાથે હતા. ત્યાંથી દેવપ્રયાગ આવ્યા ત્યારે તેમણે કહેલું "ઘણાં પુસ્તકો તમે લખશો, તેમાં એક મશહુર થશે. નામના થશે. બીજી એક વિચિત્ર વાત કહેલી. (તે વખતે વિચિત્ર લાગેલી) ઘણા ભક્તો તમારા સમાગમમાં આવશે, પણ આગળ ઉપર માતાજીની હયાતિમાં જ એક બેન પવિત્ર, વફાદાર હશે તે તમારા જીવનમાં આવશે ને નિષ્ઠાપૂર્વક સેવા કરશે.

આ વાત ૧૯૪૬ માં કરેલી. તે પંડિતની વાત યાદ આવે છે. પંડિતનું શરીર છે કે નહીં તે મને ખબર નથી. પરંતુ જન્માક્ષર વિના મુખમંડળ જોઈને જ વાતો કરતા.

પવિત્ર હૃદયના પુરુષોના હૃદયમાં આગમનાં એંધાણ મળતાં હોય છે. આ પંડિત ભલા, ભોળા, આહારે ચોખ્ખાં હતાં. ટીહરીના રાજાના વખતમાં એક શરાબની દુકાનમાં નશો થયા પછી બીજી તરફ જઈ માંસાહારની દુકાન આવે. એવા આહારવિહારની વચ્ચે પંડિતજી ચોખ્ખા રહેલા.

૧૯૪૬ માં નેપાલી બાબાએ, ૧૯૪૨-૪૩ માં ત્રિકાલજ્ઞ મહાપુરુષોએ. એવી જ પરદેશગમનની. જે ૧૯૭૭ માં સાચી પડી. પવિત્ર પુરુષોને જે સૂઝ તે વાણી અમોઘ થાય છે. સત્ય ઠરે છે.

મને યાદ આવતું, દ્રૌપદીનાં મત્સ્યવેધ માટે કોઇ ઉભા ન થતાં દ્રુપદે કહ્યું : "પૃથ્વી વીરોવિહીન છે કે શું? પણ અર્જુન ઊભો થયો. તેમ મને થતું કે પૃથ્વી સિદ્ધો વિનાની છે કે શું? પણ ત્યાં ઉડિયાબાબાએ જાગૃતિમાં કહ્યું અને પૂર્વજન્મની વાતો કરી વિગેરે.

સત્સંગ પૂર્ણ થયો. સત્સંગ બાદ આરામ.

**સંવત ૨૦૩૬, આસો સુદ આઠમ, તા. ૩૧/૧૦/૮૦**
**શુક્રવાર, સ્થળ : કિસનગઢથી ભૂસાવર**

ગુરુવારની રાત્રિ અજમેરથી ૩૧ કિલોમીટર દૂર જયપુરના માર્ગે કિસનગઢના ગેસ્ટહાઉસમાં વિતાવી.

કિસનગઢથી લગભગ સવાઆઠે નીકળી જયપુર તરફ જવા ગાડીમાં ગોઠવાયા. જયપુર સવાદશે આવી ગયા. શહેરમાં પ્રવેશતાં જ ૧૫ મિનિટ ગાડી ચાલી ત્યાં તો ગુજરાતી સમાજનું ભવ્ય મકાન આવી ગયું. ગુજરાતી સમાજમાં એક રૂમ રાખી ત્યાં સૌ ભાઈઓએ સ્નાન વિધિ કરી.

પૂ. શ્રીએ ગુજરાતી સમાજના આ રૂમમાં લેખનકાર્ય શરૂ કર્યું. લેખનકાર્ય જ્યાં પણ હોય ત્યાં નિયમિત થવું જોઈએ. એવી આ અક્ષરની આરાધના નિયમિત જોઇ શકાય છે.

જયપુરમાં જોવા લાયક સ્થળો દૂરથી જોઇ લીધાં. લગભગ

ચાર વાગ્યે આગ્રા તરફ જવા ઢોસામાં રોકાઈશું એવા વિચાર સાથે યાત્રા ચાલુ થઈ.

ચાર વાગ્યે જયપુરથી ચાલુ થઈ ૫ વાગ્યે તો ઢોસા આવી પણ ગયું જેથી એથી આગળ મહુવા ગયા, પણ ત્યાં ગેસ્ટ-હાઉસમાં જગ્યા ન મળી. બીજી વ્યવસ્થા ન હતી, જેથી આગળ ૧૦–૧૨ કિલોમીટર છોકરવાડા હાઈવે નં. ૧૧ ઉપર જ આવ્યા. ત્યાંથી જમણીબાજુ ૭ કિલોમીટર ભૂસાવર નામના ગામમાં આવ્યા. ગેસ્ટહાઉસમાં અહીં પણ જગ્યા ન મળી. રાધાવલ્લભ ધર્મશાળાના શાંતસ્થાનમાં વિશ્રામ કર્યો. નવ વાગ્યે સત્સંગ કર્યો. ૯ાા આરામ કર્યો. આજે ક્યાં રોકાવાનું થશે એ ચિંતા હતી. જેથી પૂ. શ્રી આગળ સર્વેશ્વરીએ વારંવાર ચિંતા અને ભય વ્યક્ત કર્યો. કદાચ એના અનુસંધાનમાં આજનો સત્સંગ થયો જેની નોંધ આ રહી:–

## આદર્શ ભક્તનાં બે લક્ષણો

'હું હરિનો, હરિ છે મમ રક્ષક.' સાનુકૂળ સંજોગો, પૈસા હોય, શરીર સારું હોય, બધી અનુકૂળતામાં ભરોસો રહે; પરંતુ હું–પ્રભુનો, પ્રભુ મારો એ પ્રતિકૂળતા વખતે ભક્તના વિશ્વાસની કસોટી થાય.

"આદર્શ ભક્ત ડરતો નથી, ચિંતા કરતો નથી. એકાંત કે વસ્તીમાં, રાત્રે કે દિવસે, સવારે કે બપોરે પ્રભુ રક્ષા કરે જ છે–એ વિશ્વાસ કદી ડગતો નથી. સૌથી વિશિષ્ટ પ્રકારની રક્ષાની–સદ્‌બુદ્ધિ, તે ભગવાનની ભેટ છે. ધર્મના પંથે પગલાં ભરે, પોતાના જીવનનું કલ્યાણ કરવા પગલાં ભરે, તે મોટી રક્ષા. ભક્ત સત્યપરાયણ બને એ રક્ષા."

"જે હરિ કરશે તે મમ હિતનું—એ વિશ્વાસ આદર્શ ભક્તમાં રહે. શરીર બગડે તો પણ હિતનું જ છે. બિમાર થયો ત્યારે થયું. પ્રભુએ આરામ આપ્યો. સેવા કોણ કરી શકે તે બતાવ્યું. બિમારી વખતે મન સ્થિર રહે છે કે નહીં તે પણ જોઈ શકાય.

જે કાંઈ થશે, થઈ રહ્યું છે, સુખ—દુઃખ, વિપત્તિ—સંપત્તિ, હર્ષ—શોક દરેક પ્રસંગે ભક્ત ઉત્તેજીત, ઉગ્ર, ચિંતિત કે ભયભીત નથી બનતો."

"પ્રભુની બધી લીલામાં આનંદ, એ જે કાંઈ કરે તેમાં પ્રસન્નતા, પ્રભુ જે કરે તે સારા માટે એવો સજીવ વિશ્વાસ ભક્તને આવી જાય છે."

સત્સંગમાં સુંદર વાર્તાલાપ થયો. પછી આરામ. હરિઃ ૐ

( ક્રમશઃ )

# શ્રી યોગેશ્વરજીનાં 'ભક્તિગીતો', 'અંતરના આલાપ' અને 'આરતી'

મહેન્દ્ર ઇ. પંડ્યા

ભારતીય તત્ત્વજ્ઞાન અને પરંપરાની દૃષ્ટિથી માનવજીવનનું લક્ષ્ય મોક્ષ છે, અને એ મોક્ષ એટલે જીવનમુક્તિ અથવા પરમતત્ત્વમાં આ માનવજીવનનું—માનવદેહનું સમાઇ જવું તે. આત્મા અથવા જીવનું પરમાત્મા અથવા કલ્યાણકારી શિવતત્ત્વ સાથે સંમિલન. એ પરમતત્ત્વ અથવા પરમાત્માની પ્રાપ્તિમાટેના મુખ્યમાર્ગો—જ્ઞાન, ભક્તિ અને કર્મયોગ. આની વિસ્તૃત સમજણ ભગવાન શ્રીકૃષ્ણે શ્રીમદ્‌ભગવત ગીતામાં સરળતાથી આપી છે. સામાન્ય માનવી માટે જ્ઞાનમાર્ગ સુલભ નથી, પરંતુ ભક્તિમાર્ગ વધારે સરળ છે. જ્ઞાનમાર્ગ માટે વ્યક્તિના અધિકારની સંસ્કારની આવશ્યકતા હોય છે, પરંતુ ભક્તિમાર્ગમાં અંતરની લાગણી, સર્વ સમર્પણભાવ પ્રાપ્ત છે, અને એટલે જ ભારતીય ભક્ત પરંપરામાં પ્રજાના સર્વ સ્તરમાંથી ભક્તો થયા છે. સમાજના નીચામાં નીચા ગણાતા વર્ગોમાં પણ ભક્તો જન્મ્યા છે, અને એમાં વર્ગભેદ કે વર્ણભેદ નથી હોતા, નરસિંહ મહેતા, મીરાંબાઇ, અખો, સંત કબીર, તુલસીદાસ, ભક્ત રવિદાસ, રોહીદાસ ચમાર, સૂરદાસ, અનેક સંતો સમાજના વિવિધ વર્ગો અને વિવિધ જાતિમાં જન્મેલા છે, અને એ સર્વ ભારતની ભક્ત પરંપરાનાં ઐતિહાસિક દૃષ્ટાંતો છે. એ સર્વને સાંકળતો તંતુ છે એમની પ્રભુભક્તિ, નિષ્ઠા,

સર્વ સમર્પણ ભાવ. ભક્તિ આવિષ્કારનાં પણ વિવિધ પ્રકાર છે, પરંતુ એ સર્વમાં સરળમાં સરળ પ્રકાર છે સંકીર્તન—એટલે પ્રભુનાં ગુણગાન, ભક્તિકવિતા, ભક્તિગીતો, ભજનો, પ્રભુનાં વિવિધ સ્વરૂપોનું સ્મરણ, ભજન કીર્તન નામસ્મરણ વગેરે, જે સમાજના અદનામાં અદના મનુષ્ય માટે પણ પ્રભુપ્રાપ્તિના [illegible] માર્ગ છે આપણી સંતપરંપરાએ માત્ર પોતાની જાતની [illegible] નહિ, પરંતુ સમગ્ર સમાજની સેવા કરી છે, સમગ્ર [illegible] માર્ગદર્શન આપ્યું છે. એ જ રીતે ભારતની વિવિધ ભાષાઓ—ગુજરાતી, હિન્દી, મરાઠી, બંગાળી વગેરે સર્વ ભાષાઓમાં વિપુલ અને સમૃદ્ધ ભક્તિ સાહિત્ય—ભક્તિ સંગીતનો જન્મ થયો છે, અને સૈકાઓથી સંતપ્ત સંસારી માનવજીવને શાતા અર્પી છે. આ જ પરંપરાને ગુજરાતના સંતો અનુસર્યા છે અને એમાંથી એક છે શ્રી યોગેશ્વરજી. એમના કવિતા સાહિત્યમાં મુખ્યત્વે સરળ ગીતો કે ભજનો છે. એમાંના બે ભજનસંગ્રહ છેઃ—"અંતરના આલાપ" અને "આરતી."

જ્ઞાનમાર્ગમાં અદ્વૈતની—પરબ્રહ્મની ઉપાસના હોય છે, જ્યારે ભક્તિમાર્ગમાં દ્વૈતનું—ભક્ત અને ભગવાન, જીવ અને શિવ, પ્રિયા અને પ્રિયતમનું અસ્તિત્વ હોય છે, અને એ દ્વૈતદ્વારા જ અદ્વૈતપ્રાપ્તિનું લક્ષ્ય હોય છે. એમાં ભક્તની ભગવાન પ્રત્યેની અવિરત ભક્તિ, અસીમ શ્રદ્ધા, તન્મયતા, એકાગ્રતા, શરણાગતિ વગેરે ભાવોનું પ્રાધાન્ય હોય છે, અને સંસારી ભાવોનું પણ આરોપણ હોય છે, ભક્તિ એ પ્રેમનો જ પ્રકાર છે, અને જ્યારે સંસારી વૃત્તિનું ઊર્ધ્વીકરણ થાય, અને એ પ્રેમપાત્ર વ્યક્તિ મટીને પ્રભુ બને છે, ત્યારે સંસારી પ્રેમનું ભક્તિમાં પરિવર્તન થાય છે,

અને વિવિધ અલંકારો, ઉપમાઓથી અગમ્ય તત્ત્વને મૂર્તિમન્ત બનાવી, નિરાકારની સાકાર સ્વરૂપે આરાધના કરવામાં આવે છે. આ બંને કાવ્ય સંગ્રહોનાં ઘણાં ભક્તિ કાવ્યોમાં–ગીતોમાં સંસારી ભાવો વણવામાં આવ્યા છે, પરંતુ લક્ષ્ય તો પ્રભુ–પરમાત્મા જ છે. 'અંતરના આલાપ'માં (૧૪) 'મને પ્રેમી પૂર્ણ બનાવો' (૧૫) 'ખરેખર પ્રેમ રસભોગી,' (૨૭) 'હૈયું પ્રેમ તણું છે પ્યાસી' (૩૬) 'હૃદય આ તારે માટે રૂવે' (૪૫) 'ઓ રાજ, મારે પ્રીતડી બંધાઈ' (૭૪) રાગ હૃદયમાં થાય' વગેરે કાવ્યોમાં સંસારી પ્રેમનું નિરૂપણ છે. નીચેની પંક્તિઓમાં પ્રેમ–અનુરાગની ઉત્કટતા, તીવ્રતા અને મિલનના આનંદને શબ્દદેહ મળ્યા છે.

(૧) "રાગ હૃદયમાં થાય
સાચો રાગ હૃદયમાં થાય,
ઘેલું બનતાં દિલ કોઈનું
ગીત બનીને ગાય,
દૂર રહો ના કદી તમે તો
મિલન તમારું થાય"

(૨) "મારું હૈયું છે પ્યાસી, પ્રેમનું પ્યાસી,
પ્રેમ સુધા વરસાવજો
મારાં લોચન ઉદાસી, દર્શનનાં પ્યાસી
દર્શન તમારું આપજો રે."

આ પ્રકારનો ભક્તિભાવ જે "અંતરના આલાપ"માં સંસારી ભાવોમાં વ્યક્ત થયો છે તે 'આરતી'માં પરિપક્વતા પામે છે. સામાન્ય અર્થમાં આરતી એ પ્રભુપૂજનની એક ભાવભરી ક્રિયા છે. આરતીના પ્રકાશમાં ભક્ત પ્રભુના મુખારવિંદનું નજીકથી દર્શન

કરે છે. આ કાવ્યસંગ્રહમાં કવિ પોતાની અંતરજ્યોતિ પ્રગટાવી પ્રભુની સન્મુખ આવી પ્રભુનાં દર્શન અને એ સ્વરૂપનું વર્ણન કરે છે. નીચેની પંક્તિઓમાં પ્રભુનાં સ્થૂળ દર્શન નહિ, પરંતુ પરમાત્માની સર્વ વ્યાપકતાનો ઉલ્લેખ છે.

"જોયા રોજ કરું
એક ક્ષણ એ રૂપ તમારું
સ્વપ્ને ના વીસરું
આ અવનિમાં ભલેને પછી
ચાહે ત્યાં વિચરું." (૪૩) 'આરતી'

વિશ્વવ્યાપક પ્રભુનાં દર્શન તો કવિનું ભક્ત હૃદય હરપળે, હરસ્થળે કરે એ સ્વાભાવિક છે.

શ્રી યોગેશ્વરજીની સાધનાના આરંભકાળમાં 'અંતરના આલાપ'માંના ભક્તિકાવ્યો લખાયાં છે એટલે સ્વાભાવિક રીતે જ એમાં આપણા ગુજરાતી ભક્ત કવિઓની અસર તો હોય જ. આમ કેટલાંય ગીતો પર ભક્તકવિ નરસિંહ મહેતા અને મીરાંબાઈનાં ભજનોની આ ભજનોના શબ્દો, ઢાળ અભિવ્યક્તિ પર અસર સ્પષ્ટ થાય છે. ભક્તિગીત (૩૭) "જે ઘરમાં પ્રભુનું કીર્તન થાય છે" એ વાંચતાં નરસિંહ મહેતાના પદ "જે ઘર હરિજન હરિરસ ગાય, તે તો નિત્ય ગંગામાં ન્હાય"ની યાદ તાજી થાય છે (૫૯) "પ્રેમ હોય તો મળે પરમ રસ, પ્રેમ હોય તો મળે"માં નરસિંહ મહેતાની અસર છે. આ જ રીતે (૯૦) "પ્રેમથી પ્રેમથી પ્રેમથી" (૯૩) "ઓ પ્રેમી આપણી પ્રીત પુરાણી" (૯૬) "ભલું થયું રે ખૂબ જ ભલું થયું" (૯૭) "કમલસમ છે જેના પાપ" (૧૩) "કનૈયાલાલથી બાંધી" (૧૧૪) "સગપણ શ્રીવરનું

સાચું રે" તો 'આરતી'માં પણ કૃષ્ણભક્તિનાં કેટલાંય પદોમાં મીરાંબાઇના તથા ભક્તકવિ દયારામની અસર ખાસ કરીને કૃષ્ણ-ના વર્ણનમાં તો સ્પષ્ટ થાય છે. પદ (૧૩) "દિલડાનો દરબાર"માં શ્રીકૃષ્ણનું વર્ણન મીરાંબાઇનાં પદની શબ્દશઃ યાદ આપે છે.

"મોર મુકુટ જેણે પહેર્યું પિતાંબર
કંઠે વૈજયંતી માળ
મધુરી શી મોરલીથી મોહી રહ્યો
બધાંને, કામનો યે બન્યો કામ"

"વ્રજનો કનૈયો, કાળો કામણગારો"

વગેરેમાં મીરાંબાઇના તથા દયારામના ભજનોની, છાપ અને ભાગવતના દશમસ્કંધમાંની કૃષ્ણલીલાના અંશો લાગે છે.

આજ પ્રકારે આરંભનાં આ ભક્તિપદોમાં સંતસમાગમ તથા સંતમહિમા અને ગુરુમહિમાનું ગાન છે. "અંતરના આલાપ"માં (૪૩) "કરવું સંતોનું સન્માન" (૪૬) "ચાલોને સાચા સંતને શરણે જઇએ" (૮૦) "મુજને સંત સમાગમ થાય" (૧૬) "સંતનો સંગ સદા સુખકારી" (૧૧૮) એવા સંતના શરણે સદા આવીએ વગેરેમાં નીચેની અસર સ્પષ્ટ થાય છે.

"કરવું સંતોનું સન્માન
ચરણમહીં જેના શીશ ધરવું
મૂકી સર્વ ગુમાન"

"મુજને સંત સમાગમ થાય,
સાચા સંતોના દર્શનથી
ક્લેશ બધાયે જાય"

"ગુરુનો આધાર લેવો પ્રેમથી
જે ભવતારણ હાર"

"એવા સંત શરણે સદા આવીએ
જેની રગરગમાં રાય, કામ, ક્રોધનું ના કામ"

"સંતનો સંગ સદા સુખકારી
શાંતિદાયક તાપવિદારક
રસ વરસાવે ભારી,
ભ્રાંત મગજને શાંત કરી દે
ઔષધી એવી ન્યારી."

આ સર્વ પંક્તિઓમાં શ્રી યોગેશ્વરજી સંત સમાગમથી માનવજીવનમાં પરમ શાંતિ અને અખંડ સુખની પ્રાપ્તિનો સરળ માર્ગ અસંદિગ્ધ ભાષામાં વર્ણવે છે.

"અંતરના આલાપ" પછીના ભજન સંગ્રહ 'આરતી'માં ભૂમિકા બદલાય છે, વિષય તથા ભાવમાં વૈવિધ્ય આવે છે, અને કાવ્યતત્ત્વ પ્રધાન બને છે ભાષામાં અને ભાવ નિરૂપણમાં વિશદતા, અને સચોટતા આવે છે. 'આરતી'ના પ્રથમ કાવ્યથી જ 'પ્રાર્થના'થી જ આ પરિવર્તન સ્પષ્ટ થાય છે. 'પ્રાર્થના'માં જ ભાવગાંભિર્ય અને ઊંડાણમાં દર્શન થાય છે. અંતર્મુખતા એ ભક્તનું અનન્ય લક્ષણ હોવુ જોઇએ અને એ બાહ્ય પરિબળોથી જેટલો વધુ મુક્ત થાય એટલે અંશે એ પ્રભુની વધારે ને વધારે સમીપ પહોંચે છે. આ સુંદર પંક્તિઓ હૃદયસ્પર્શી, સચોટ અને વેધક છે.

"તનનાં બારણાં બંધ કરીને મનનાં દ્વાર ઉઘાડો,
સૂર બધાએ ભંગ કરીને મંગલસૂર જગાડો,

એકતાનમાં જીવન મારું બની જાય રઢિયાળું,
રોમ રોમમાં દિવ્ય તમારું સ્વરૂપ જાગે તેજ નિહાળું"

આમ 'પ્રાર્થના'માં ભક્તની અંતર્મુખતા અને ભક્ત અને ભગવાનના અભેદનું સચોટ નિરૂપણ છે. ભક્ત દેહભાન ભૂલીને ભગવાનમય બની જાય છે, પરમ મંગલ પરમાત્મા સાથે એકત્વની અનુભૂતિ કરે છે.

ભક્તને ભગવાનના દર્શનની ઉત્કટતા સતાવે છે, અને એ દર્શન—એ અનુભૂતિ એ જ ભક્તનું રસાયન છે, એના અસ્તિત્વનું અવલંબન છે એ (૧૨) 'ધૂન' તથા (૧૪) 'રસાયન'માં કવિતા અંતરની પુકાર છે. કેટલાંય કાવ્યોમાં પોતાના મન સાથે કવિ સંવાદ કરે છે, તો કેટલાંક ગીતોમાં મનવાંના દુર્ગુણોને—અહંકાર, અભિમાન, કામ, ક્રોધ વગેરેને દૂર કરીને મનની નિર્મળતા માટેનો બોધ છે. 'માટીના માનવ' (૧૭) જેવાં ગીતોમાં જીવનની ક્ષણભંગુરતાનો ઉલ્લેખ છે; તો અન્યમાં પ્રેમ અને સેવાદ્વારા અન્યને સુખી કરવાનો પરમાર્થનો તથા શ્રદ્ધા તથા હિંમતદ્વારા જીવનની વિષમતાઓનો સામનો કરવાનો આદેશ છે. ૭૬ મા પદ 'ભક્તિ'માં જીવનમાં ભક્તિનો મહિમા તથા પરમાનંદ પ્રાપ્તિના સાધન તરીકે ઉલ્લેખ છે.

ભક્તની પ્રભુ પ્રત્યેની અસીમ શ્રદ્ધા અને અતૂટ વિશ્વાસનું દર્શન (૧૦) શરણવિના (૨૧) ભરોસો (૨૯) પ્રભુ પર છોડી દે. વગેરે પદોમાં થાય છે.

ક્યાંક કવિ પ્રભુને આત્મિયભાવે ઉપાલંભ પણ આપે છે, 'પ્રેમે દર્શન આપે, તેમાં તારું જાયે શું?' અથવા (૨૦) 'રંક કેટલા તાર્યાં'માંની પંક્તિઓ—

"મને તારતાં બગડી શું જશે
ગુણને ગાઉં તમારા"માં

પ્રભુને સીધો જ સ્પષ્ટ ઉપાલંભ છે. આ સાથે આ બંને ગ્રંથોમાં હિન્દુધર્મનાં દેવ–દેવીઓ, શ્રીરામ, શ્રીકૃષ્ણ, મહાદેવજી તથા માતાજીની સુંદર સ્તુતિઓ, તથા ભાગવત વગેરે ગ્રંથો, નિર્ગુણ, સગુણ બ્રહ્મનાં સ્વરૂપો વગેરે ભારતીય તત્ત્વજ્ઞાનનાં અંશોને પણ સરળ વાણીમાં વ્યક્ત કર્યા છે. 'આરતી'ના અંતમાં શ્રીરામકૃષ્ણ પરમહંસ તથા શ્રીમતી શારદા મણિદેવીની સ્તુતિથી શ્રીયોગેશ્વરજી આ બંને મહાવિભૂતિઓથી કેટલા પ્રભાવિત થયા હતા તેનું દર્શન થાય છે.

આમ આ બંને ગીત સંપુટોમાં શ્રી યોગેશ્વરજીના આધ્યાત્મિક જીવનના ૧૯૭૦ થી ૧૯૭૮ સુધીના વિકાસની પ્રક્રિયાનું દર્શન થાય છે. એમાં ભક્તની શ્રદ્ધા, અંતરનો તલસાટ, આર્જવભરી પ્રાર્થના, આત્મનિરીક્ષણ, આધ્યાત્મિક વિકાસ માટેની તમન્ના વગેરે મનઃસ્થિતિનું શબ્દદ્વારા પ્રતિબિંબ પડે છે, અને એ કાવ્યમય પ્રયાસોમાં એમના યોગમાર્ગના વિકાસનાં બીજ રહેલાં છે. સરળ, પ્રવાહી અને સચોટ ભાષામાં આપણી પ્રાચીન પરંપરા પ્રમાણેનાં ભક્તિગીતોના આ બે સંપુટોમાં પ્રાથમિક અવસ્થામાં પણ મહાન યોગીની ભાવિ સિદ્ધિનાં મૂળ છુપાયેલાં છે અને એમના જીવન પ્રત્યેના આધ્યાત્મિક અભિગમની ઝાંખી થાય છે.



# શ્રી બાબા મહારાજ આર્વીકર

પ્રા. કુ. પ્રજ્ઞા અનંત જાવડેકર, વડોદરા

આપણી ભારતમાતા એ તો સંતોની જ ભૂમિ છે. આટલા બધા સંતો કોઈપણ બીજા દેશમાં થયા નથી. આજે આપણા દેશમાં જેટલો પણ સદાચાર, ધર્માચરણ દેખાય છે, એ આ સંતોને લીધે જ. એવા જ એક સંતશ્રી બાબા મહારાજે પણ ધર્મ-જાગરણનું મોટું કાર્ય કર્યું.

જીવનચરિત્રઃ—એમનો જન્મ ૩ ઓગસ્ટ ૧૯૨૫ શ્રાવણ સુદ ચતુર્દશી શકે ૧૮૪૭ ના રોજ વિદર્ભમાં આર્વી ગામે થયો. વિદર્ભ એ સંતોની ભૂમિ. એમાં પણ ખાસ કરીને આર્વી ગામ તો 'સંત માયબાઈનું આર્વી, એ રીતે જ ઓળખાય. આવા પવિત્ર ગામમાં જોષી કુટુંબમાં મહારાજનો જન્મ થયો. એમનું નામ શ્રી મોરેશ્વર પ્રભાકર જોષી. એમના પિતા દત્તભક્ત હતા અને અધ્યાત્મમાં એમની ઘણી જ પ્રગતિ થયેલી હતી. મોરેશ્વરની માતાનું નામ અન્નપૂર્ણા. આ જોષી કુટુંબ પર અને એમના પૂર્વજો પર સંતોની કૃપાદૃષ્ટિ હતી. ખાસ કરીને શ્રી મોનનાથ, શ્રીમાળીબાબા અને સંત માયબાઈની.

આ મોરેશ્વરનો જન્મ જાણે ઈશ્વર—નિયોજીત જ હતો, એની કથા એમ છે, કે મોરેશ્વરના દાદા પાંડુરંગ ૬૦ વર્ષ સુધી અવિવાહિત હતા. પણ ગુરુની સંત માયબાઈની આજ્ઞા થઈ કે તેમને વિવાહ કરવો જ પડશે. એ પ્રમાણે એમણે લગ્ન કર્યું. એ પછી શ્રી મોરેશ્વરના પિતા પ્રભાકરપંતનો જન્મ થયો. એટલું જ

નહીં, પણ આ પ્રભાકરપંત પણ મોરેશ્વરના જન્મ પહેલાં જ એક વખત મૃતઃપ્રાય થઇ ગયા. ત્યારે માળીબાબા દોડતા આવ્યાં અને એમની છાતીપર બેસી સવાલ કર્યો કે "તું અત્યારે જ કેવી રીતે જાય છે? મારી પરવાનગી વગર?" અને શ્રી પ્રભાકરપંત પુનર્જીવિત થયા! એ પછી શ્રી મોરેશ્વરનો જન્મ થયો! જન્મ થયા પછી પણ નાનપણમાં શ્રી મોરેશ્વરનું સ્વાસ્થ્ય ઠીક રહેતું નહીં. "ભૂતપિશાચો યોગેશ્વરપર આક્રમણ કરી રહ્યા છે પણ એક તેજોવલય એનું રક્ષણ કરી રહ્યું છે, એવું મને દેખાતું" એવું એમની માતા કહેતી. ઈશ્વર જેનું રક્ષણ કરતો એવો મોરેશ્વર ધીરે ધીરે મોટો થયો. ઈશ્વર પ્રેમ એનામાં સહજ હોવાથી અને ઘરનું વાતાવરણ સંસ્કારી હોવાથી, એની અધ્યાત્મમાં પ્રગતિ થતી રહી. એ શાળામાં શિક્ષણ લેતો હતો પણ એમાં એને ખાસ રૂચિ હતી નહીં. એક વખત શિક્ષકને એણે પૂછ્યું "જે ભણ્યા પછી મને ફરીથી કશું ભણવું ન પડે, એવું મને ભણાવશો?" શિક્ષક તો આવું જ્ઞાન ક્યાંથી આપે? એ અવાક્ થઇ ગયા! મોરેશ્વર અલૌકિક બુદ્ધિમાન હતો. એના પિતાએ એની પાસે આપણા શાસ્ત્રગ્રંથોનું, ધાર્મિકગ્રંથોનું અધ્યયન કરાવ્યું. પણ... મોરેશ્વર ૧૫ વર્ષનો થયો ત્યારે એકાએક એણે પ્રેમાળ પિતૃછત્ર ગુમાવ્યું. પિતાના અવસાન પછી મોરેશ્વર ઘણો જ વ્યથિત થયો. અધ્યાત્મનો માર્ગદર્શક ગયો! હવે શું કરવું? ઈશ્વર દર્શનની લગન હવે તીવ્રતર થઇ અને એક દિવસ મોરેશ્વર ઘર છોડીને નીકળી ગયો. આર્વીમાં જ એક દત્તમંદિરમાં જઇને અયાચિત વૃત્તિથી રહીને સાધના કરવા લાગ્યો. આથી માતા વ્યાકુળ બની, એણે એને સમજાવ્યું, ઘરે પાછા ફરવાનું કહ્યું. પણ મોરેશ્વર પોતાના નિશ્ચય પર અડગ રહ્યો. ગામના લોકો પણ એક શિક્ષકનો દીકરો આવી રીતે ઘર છોડી ગયો એવું કહીને નિંદા

કરવા લાગ્યાં. આપણા લીધે આપણા કુટુંબીજનોને સાંભળવું પડે એના કરતા આવીં છોડીને જવું સારું? એવું વિચારી મોરેશ્વરે પોતાની જન્મદાત્રી માતા પછી હવે જન્મભૂમિમાતાનો પણ ત્યાગ કર્યો—સાથે કશું પણ લીધા વગર!

અને જેમ અંતઃપ્રેરણા થાય, આદેશ મળે, તેમ એનું ભ્રમણ તીર્થયાત્રા શરૂ થઈ. પંઢરપુર, નાશિક, ત્રંબકેશ્વર, ૐકારેશ્વર, વૃંદાવન, હિમાલય, નેપાળ, જગન્નાથપુરી આ અને બીજાક્ષેત્રોમાં એ ગયો. એમાં ૐકારેશ્વર ખાતે એને યતિ મહેશ્વરાનંદનાં દર્શન થયાં અને એમની ગુરુકૃપા પ્રાપ્ત થઈ. હવે મોરેશ્વર સનાથ થયો. અને ગુરુની આજ્ઞાપ્રમાણે એ વૃંદાવન ગયો. ત્યાં શ્રીકૃષ્ણનું સાક્ષાત્ દર્શન એમને થયું. મહેશ્વરાનંદ એ શ્રીકૃષ્ણ જ છે એવી એમને પ્રતીતિ થઈ. અને એથી જ, પોતાના ગ્રંથમાં લખ્યું છે, “तोचि सद्गुरु प्राणेश्वर। श्रीकृष्ण नामे सुंदर। गोपाळाचा जो आधार। भक्तवत्सल॥”

મોરેશ્વરે જે તીર્થયાત્રા કરી, એ વખતે એને ઘણા ઘણા સંતો મળ્યા, જુદા જુદા શાસ્ત્રોના જાણકાર મળ્યાં એ બધા પાસેથી એ એ શાસ્ત્ર, વિદ્યા એણે શીખી લીધી. તીર્થયાત્રા કરતી વખતે મોરેશ્વરે સમાજનું અવલોકન કર્યું. સમાજમાં શું શું ખામીઓ છે અને એ કઈ રીતે દૂર કરવી જોઈએ એનું ચિંતન એ કરતો રહ્યો.

કાર્યઃ—ગુરુકૃપાથી આત્મજ્ઞાન સંપન્ન થયેલ આ મોરેશ્વરને અંક્કલકોટમાં થઈ ગયેલા સ્વામી સમર્થની પ્રેરણા થઈ કે ‘તું પ્રવચન કર.’ અને એ પ્રમાણે એનું પહેલું પ્રવચન અક્કલકોટ ખાતે સ્વામીમહારાજના મંદિરમાં થયું. લોકો એની તેજસ્વી વાણીથી ઘણા જ પ્રભાવિત થયા. આ રીતે મોરેશ્વર લોકો સામે

પ્રગટ થયો. 'મોરેશ્વર'માંથી હવે 'શ્રી બાબા મહારાજ' થયા.

'जगाय्या कल्याणा संताय्या विभूती ।
देह कष्टविती परोपकारे ॥(સંત તુકારામ)

એ જગત કલ્યાણનું કાર્ય આવી રીતે શ્રી અક્કલકોટ સ્વામીની પ્રેરણાથી શરૂ થયું, એથી શ્રી બાબા મહારાજ એમને બહુ જ માનતા. શ્રી બાબાએ હવે શ્રી ક્ષેત્રમાચણૂર (પંઢરપુર) પાસે, તા. મંગળવેઢા, જિ. સોલાપુર) ખાતે રહીને કાર્ય કરવાનું નક્કી કર્યું. ત્યાં એમણે 'મોક્ષધામ આશ્રમ' સ્થાપન કર્યો. પરમાર્થમાર્ગ પર ચાલનાર સાધકને યોગ્ય માર્ગદર્શન માટે ફાંફાં મારવા પડે છે, એવો પોતાનો અનુભવ હોવાને કારણે, સાધકોને સાધના માટે રહેવાની, ઉદરનિર્વાહની વ્યવસ્થા અને માર્ગદર્શન આપવા માટે દર વર્ષે પ્રારંભિક લોકો માટે સાધના–સમાહનું આયોજન તેઓ કરતા એમાં બહારગામોથી મુંબઇ, સોલાપુર, વડોદરા, ઇંદોર જેવા શહેરોથી પણ લોકો આવવા માંડયાં. એમાં સવારે ૪ થી રાતે ૧૧ સુધી ધ્યાન, પ્રાર્થના પ્રવચનો, કીર્તન, ભજન, સાયં–સંધ્યા–આરતી, હરિપાઠ જેવા સાધના–માર્ગદર્શક કાર્યક્રમો થતા. હજી પણ દર વર્ષે દત્તજયંતિ વખતે 'સાધના સમાહ' માચણૂરમાં થાય છે. સાધના–સમાહ સિવાય પૂરા વર્ષ દરમ્યાન પણ શ્રીબાબા પ્રવચન, કીર્તન દ્વારા તથા વ્યક્તિગત માર્ગદર્શન આપતા રહેતા. એ માટે બહારગામ પણ જતા.

એમણે મરાઠીમાં ઘણું લેખનકાર્ય પણ કર્યું. 'ગુરુગીતા', 'મનોબોધ', 'હરિપાઠ', 'પ્રભાતપાઠ', 'પ્રાર્થનાપ્રભાત', 'આચાર–સંહિતા,' 'સાધના–સંહિતા', 'રામજન્માખ્યાન', 'બ્રહ્મનિનાદ', 'દિવ્યામૃતધારા' (ત્રણ ખંડો), એવું એમનું વિપુલ લેખન પ્રકાશિત

થયેલ છે. હજી અપ્રકાશિત પણ ઘણું છે. 'નવવિધા ભક્તિયોગ', 'સેવાદીપ', 'ગીતાપ્રબોધ', 'બ્રહ્મવાણી', 'સંતધર્મ વ ઉપાસના', 'સ્તોત્ર પંચક', 'પત્ર–પારિજાત', ઇત્યાદિ. એમણે શરૂ કરેલ 'સાંગાતિ' ત્રૈમાસિક (હવે વાર્ષિક)માં એમનું લેખન તથા અન્ય લોકોના લેખ પ્રકાશિત થાય છે. એમનાં અભંગો. કાવ્યોનું પ્રકાશન ટૂંક સમયમાં થઇ રહ્યું છે. એમના ગ્રંથોમાં સૌથી મહત્ત્વપૂર્ણ છે–'સાધના–સંહિતા' અને 'દિવ્યામૃતધારા' દિવ્યામૃતધારાનો પ્રથમ ખંડ એ 'જ્ઞાનેશ્વરી'ના ૧૨ મા અધ્યાયની પ્રથમ ૧૯ 'ઓવીઓ' પર લખેલ ગદ્યભાષ્ય છે. આ ૧૯ 'ઓવીઓ'માં શ્રી જ્ઞાનેશ્વર મહારાજે જે સુંદર ગુરુસ્તવન કરેલ છે. એના દરેક શબ્દનો સૂક્ષ્મ અને ગહન અર્થ શ્રી બાબા મહારાજે પ્રગટ કર્યો છે. આ રીતનું પ્રતિપાદન ભાષ્ય મરાઠીમાં પ્રથમ જ અને અદ્વિતીય છે. બીજા અને ત્રીજાખંડમાં ૧૨ મા અધ્યાયની બાકીની 'ઓવીઓ' પર ભાષ્ય લખેલ છે. 'સાધના–સંહિતા' એ શ્રી મહારાજનો સ્વતંત્રગ્રંથ છે, એટલે કે ભાષ્ય નહિ. સાધનામાં પોતાને પ્રાપ્ત થયેલ અનુભવો એમણે પદ્યમાં ઓવીવૃત્તમાં પ્રગટ કર્યા છે. જ્ઞાનેશ્વરીના છઠ્ઠા અધ્યાયમાં જેમ કુંડલિની જાગરણથી સમાધિસુધીની અવસ્થાઓનું સુંદર વર્ણન છે, તેમ આ ગ્રંથમાં પણ છે. એથી સાધકોને આ ગ્રંથ ઘણો જ માર્ગદર્શક છે. આવી રીતે અખંડ કાર્યરત જીવન વ્યતીત કરીને શ્રી બાબા દિ. ૨ ડિસે ૧૯૭૧ (માર્ગશીર્ષ પૂર્ણિમા)ના રોજ બ્રહ્મલીન થયા.

**અભિનવ વિચારધન:**–શ્રી બાબા મહારાજે વ્યક્ત કરેલ વિચારો એ અમૃતના વિશાળ સમુદ્રની જેમ છે. એમાં અવગાહન કરીને ડૂબીને, વિચારમૌક્તિકો ગ્રહણ કરવાં એ ઘણું જ અઘરું

છે. પણ આ સાહસ કરવાનો એટલા માટે જ વિચાર કર્યો છે. કે શ્રી બાબા કહે છે—જગતમાં અજ્ઞાન જેવી વસ્તુ જ નથી. જેને આપણે અજ્ઞાન કહીએ છીએ. એ અંશજ્ઞાન (અલ્પજ્ઞાન) હોય છે. એટલે જેને જેટલું સમજાય છે, એટલું ગ્રહણ કરીને દરેકે પરમાર્થ માર્ગપર ચાલતાં જ રહેવું જોઈએ, કારણકે તો જ જ્ઞાનનો અધિકાધિક પ્રકાશ આપમેળે પ્રાપ્ત થતો જશે અને પૂર્ણજ્ઞાન થશે. એથી જ શ્રી બાબાનું વિચારધન વ્યક્ત કરવાનો આ પ્રયત્ન કદાચ અંશજ્ઞાન પર આધારિત હોય તો પણ વાંધો નથી.

ઉપર જણાવેલ વિચાર પણ સામાન્ય સાધક માટે કેટલો બધો પ્રોત્સાહક છે! કારણકે આપણે 'અજ્ઞાની' છીએ એવો વિચાર ઘણા પાસેથી સાંભળ્યો હોવાને કારણે આપણામાં એક-જાતની લઘુતાગ્રંથિ બંધાઈ ગઈ હોય છે, જે આપણી પ્રગતિને અવરોધરૂપ પુરવાર થાય છે.

પરમાર્થની સર્વોત્કૃષ્ટ સાધના કઈ? એ વિષે જુદા જુદા મતો છે, અને વિવિધ સંપ્રદાયો છે. શ્રી બાબા કહે છે. કે 'ગુરુકૃપા' એ જ ખાલી સર્વોત્કૃષ્ટ જ નહીં, પણ એકમેવ સાધન છે.

गुरुदेवकृपामृतकण हेचि साधनाचे महत्पण ।
एहवी हिंडणे वणवण उगेचि होय ॥ (સાધના—સંહિતા)

બધા સંતોએ પણ આજ વાત કરી છે કે ગુરુકૃપા થઈ ત્યારે જ તેઓ પરમસિદ્ધિ પ્રાપ્ત કરી શક્યા.

હવે આ ગુરુકૃપા કેવી રીતે પ્રાપ્ત થશે? આ માટે પ્રયત્નો શું કરવા? એ વિષે શ્રી મહારાજ કહે છે કે ગુરુની કૃપાદૃષ્ટિ પ્રાપ્ત થવા માટે ગુરુમાં શિષ્યવિષે કરુણા ઉત્પન્ન થાય એ આવશ્યક છે. કારણકે ગુરુ તો સ્વાનંદમાં નિમગ્ન હોય છે. એથી શિષ્યને ખાલી

એક જ કરવાનું હોય છે. અને તે છે—ગુરુની કરુણા જાગૃત કરવી. તો જ શિષ્યને ગુરુ સર્વસ્વ આપી દેશે. એને પોતાના જેવો જ બનાવશે.

આ જ વાત બીજા શબ્દોમાં કહેતાં શ્રી મહારાજ લખે છે કે ગુરુની કૃપા તો સતત હોય છે જ. જે નથી તે કૃપા મેળવી લેવી એવી કોઈ વાત જ નથી. તો પછી આપણને એની અનુભૂતિ કેમ નથી થતી? એનું કારણ આપણે એના 'સન્મુખ' નથી. જેમ કે, સૂરજ તો ઉગેલો હોય પણ આપણે જ જો આંખો મીંચીને બેસીએ તો પ્રકાશનો અનુભવ કેવી રીતે થાય? જો આંખો ખોલીએ, તો જ પ્રકાશ દેખાશે. તેવી જ રીતે આપણે જો કૃપાની 'સન્મુખ' થઈએ, એનો 'સ્વીકાર' કરીએ તો જ કૃપાની અનુભૂતિ થશે. હવે 'સન્મુખ' થવું એટલે શું? એટલે સંપૂર્ણ શરણાગતિ. અહંકાર, મમત્વ ન હોવું. એ કેવી રીતે કરવું?

આપણે 'અહંકારનો, મમત્વનો ત્યાગ કરો', એવો ઉપદેશ વારે ઘડીએ સાંભળતા આવ્યા છીએ. અને એવું કરવા જઈએ તો ઉલ્ટો, અહંકાર વધે છે! એથી શ્રી મહારાજ કહે છે કે અહંકારનો, મમત્વનો ત્યાગ કરવો આવશ્યક જ નથી. એનું ખાલી પરિવર્તન જ કરવાનું રહે છે. એટલે, મારામાંથી ઈશ્વર જ, ગુરુ જ, ક્રીડા કરે છે, ઈશ્વર મારો છે, હું ઈશ્વરનો છું. એવી ચિત્તની ધારણા આવશ્યક છે. એટલે જ, જુદા શબ્દોમાં કહીએ તો, ગુરુકૃપાનો 'સ્વીકાર' થવો જોઈએ. એવું થતાવેંત જ, શિષ્ય પર ગુરુ-કૃપાદૃષ્ટિની વર્ષા થાય છે. એથી શિષ્યને ગુરુ પાસેથી અમર્યાદ શક્તિ, જ્ઞાન, આનંદ અને પ્રેમની પ્રાપ્તિ થાય છે.

(ક્રમશઃ)

# મારા ગુરુદેવ–૭

નારાયણ હ. જાની

શ્રી યોગેશ્વરજીનો ભાવ અને લગની જોઇને, સ્વામી શ્રી શિવાનંદજીએ તેમને ઋષિકેશ ખાતેના તેઓના સ્વર્ગાશ્રમમાં આવવા અનુમતિ આપેલી. પરંતુ હિમાલય જવાના પૈસા લાવવા ક્યાંથી, તે મુખ્ય પ્રશ્ન હતો.

## ભિક્ષુ અખંડાનંદજીની મુલાકાત

શ્રી યોગેશ્વરજી મુંબઈની વિલ્સન કોલેજમાં હતા, ત્યારે તેઓ કેટલાક ચિંતનાત્મક લેખો લખતા. એ હકીકત આગળ મેં જણાવી છે. આવા કેટલાક લેખો, તેઓશ્રીએ સસ્તુ સાહિત્યના તે વખતના મુખ્ય સ્થાપક 'ભિક્ષુક શ્રી અખંડાનંદજી'ને મોકલાવેલા. તેમાં પોતાનો ટૂંકો પરિચય પણ આપેલો. તેમ જ હિમાલયના પ્રદેશમાં રહી સાધના કરવાની ઇચ્છા પણ વ્યક્ત કરેલી.

કોલેજના પ્રથમ વર્ષમાં નાપાસ થયા પછી, વડોદરા રહીને તેઓ અભ્યાસ તો કરતા હતા, પરંતુ અભ્યાસમાં મન લાગતું ન હતું. જીવ સાધનામાં ચોંટયો હતો. આથી તેઓએ દિવ્યજીવન સંઘના સ્થાપક સ્વામીશ્રી શિવાનંદજી સાથે પત્રવ્યવહાર કરેલો.

પરમ પૂ. શ્રી ભિક્ષુ અખંડાનંદજીને મોકલેલા લેખો, તેઓએ સમય જતાં જોયા. તેઓને તે સારા લાગ્યા. વળી આવા લેખો લખનારની ઉમ્મર તે વખતે ૨૦–૨૧ વર્ષની છે અને સાધના માટે હિમાલય જવાનું વિચારે છે, જાણી તેઓને આનંદ સાથે

આશ્ચર્ય પણ થયું. તેઓએ આથી શ્રી યોગેશ્વરજીને રૂબરૂ મળવા માટે પત્ર લખી તેડાવ્યા. ત્યારે તેઓશ્રીનો મુકામ નડિયાદ રેલ્વે સ્ટેશન પાસે આવેલા નાના મકાનમાં હતો.

તેઓશ્રીએ પૂ. ભિક્ષુ શ્રી અખંડાનંદજી સાથેની મુલાકાતનું કેટલાક પ્રસંગોએ અમારી સમક્ષ વર્ણન કરેલું. તેના આધારે આ મુલાકાતનો અહીં ઉલ્લેખ કરવાનું ઉચિત માન્યું છે.

એક બપોર પછી શ્રી યોગેશ્વરજી નડિયાદ પહોંચી સીધા ભિક્ષુ શ્રી અખંડાનંદજીના રહેઠાણ ઉપર ગયા. તેઓએ તેમને આવકાર આપ્યો. પુસ્તકોનાં પ્રૂફો તેઓ જોઇ રહ્યા હતા. કોઈપણ લખાણમાં ભૂલ ન રહી જાય, એ માટે ખૂબ ચોક્સાઈપૂર્વક તેઓ છપાતાં પુસ્તકોનાં પ્રૂફો જોતા.

પ્રૂફો જોવાનું કામ પત્યા પછી, તેઓએ સાંજના ભોજન માટે પૂછ્યું. શ્રી યોગેશ્વરજીએ કહ્યું : "હું એકવાર ભોજન કરું છું, એટલે જમવાનો પ્રશ્ન નથી." આથી તેઓએ તેમને દૂધ લેવા કહ્યું.

શ્રી અખંડાનંદજીએ જોયું કે તો ખૂબ નાની વયમાં જ સાચા સાધકે કેળવવા જેવી તિતિક્ષા, સાદાઇ અને દૈવીસંપત્તિના ગુણો શ્રી યોગેશ્વરજીએ કેળવ્યા હતા. તે વખતે પણ તેમના મુખ ઉપર તેજ સાથે અપૂર્વ શાન્તિ ને આંખોમાં ચિંતનની ગહરાઇ જણાતી. આની ઊંડી છાપ, શ્રી અખંડાનંદજી ઉપર પડી.

બીજાં કામોથી પરવાર્યા પછી, સાધના માટે હિમાલય જવાના પ્રશ્ન અંગે તેઓશ્રીએ શ્રી યોગેશ્વરજીને પૂછ્યું. તેઓએ કહ્યું, "અત્યારે પણ હું મારો મોટાભાગનો સમય ભગવાનના

ધ્યાન અને સારાં પુસ્તકોના વાંચન અને મનનમાં વીતાવું છું. બધી જ સાંસારિક પ્રવૃત્તિ મને ફીક્કી લાગે છે. મારું મન ક્યાંય લાગતું નથી. બીજી રીતે કહું તો પ્રભુદર્શનની મારી ઝંખના તીવ્ર બનતી જાય છે ને મારો જીવ બેચેની અનુભવે છે. આ સ્થિતિમાં હું અહીં રહું તોપણ કાંઇ ઉપયોગી સાંસારિક પ્રવૃત્તિ કરી શકું તેમ નથી. આથી મેં નિશ્ચય કર્યો છે કે એકવાર હિમાલય જઇ, સાધના કરી, પ્રભુદર્શન કરી લેવું. તે પછી બીજી વાત."

શ્રી યોગેશ્વરજીની આ વાતો તેઓશ્રી ખૂબ ધ્યાનપૂર્વક સાંભળી રહ્યા હતા. તેઓશ્રીની આંખો બંધ હતી, પરંતુ આ શબ્દોની તેમના ઉપર એવી તો જબ્બર અસર થઇ કે તેઓની આંખમાંથી આંસુની ધાર વહેવા લાગી. આ તરફ ધ્યાન જતાં શ્રી યોગેશ્વરજીને આશ્ચર્ય થયું.

પરંતુ થોડી જ ક્ષણોમાં સ્વસ્થ થઇ, શ્રી અખંડાનંદજીએ કહ્યું : "ધન્ય છે તમને કે આટલી નાની વયમાં ભગવાનને મેળવી લેવાનો તમે નિશ્ચય કર્યો છે. બાકી હવે મારું તો આ શરીર વૃદ્ધ થઇ ગયું છે. તમારા જેવાં કષ્ટો સહેવાની ને ઉગ્ર તપશ્ચર્યા કરવાની તેનામાં શક્તિ રહી નથી. સામાન્ય રીતે હું હિમાલય જવાની કોઇ સાધકને સલાહ આપતો નથી. પરંતુ તમે જરૂર જાઓ. તમે હિમાલયવાસનો ઉપયોગ કરી શકશો ને તમારી આ લગની રહી તો પ્રભુનું દર્શન પણ અવશ્ય કરી શકશો."

આ સમયે પણ ભિક્ષુ શ્રી અખંડાનંદજીની ઉમ્મર ઘણી મોટી હતી અને તેમને શિરકંપનું દર્દ હતું. આમ છતાં આ કર્મયોગી પોતાના સમયનો પૂરેપૂરો ઉપયોગ જનહિતાર્થેની પ્રવૃત્તિઓ પાછળ કરતા.

રાતે શ્રી અખંડાનંદજીએ શ્રી યોગેશ્વરજીને ભજન ગાવાનું કહ્યું. પ્રારંભમાં તેઓએ નરસિંહ, મીરાં, સૂરદાસ વગેરેનાં બે ચાર ભજનો ગાયાં. તેઓ આંખ બંધ રાખી ભજનો સાંભળતા હતા. પછી તેઓએ એક પોતાનું રચેલું ભજન ગાયું. તુરત જ સ્વામીજીએ પૂછ્યું, "આ ભજન કોનું છે?"

યોગેશ્વરજીએ કહ્યું, "મેં તે લખ્યું છે."

"તમે ભજન પણ લખો છો? તો પછી તમારાં જ ભજનો સંભળાવોને." સ્વામીજીએ કહ્યું.

આમ શ્રી યોગેશ્વરજી એક પછી એક ભજનો ગાતા જાય અને શ્રી અખંડાનંદજી આંખો બંધ રાખી સાંભળ્યાં કરે. આમ ને આમ રાત ઘણી વહી ગઈ. એક ભજન પૂરું થાય અને શ્રી યોગેશ્વરજી અટકે માને કે હવે તો સ્વામીજી ઊંઘવા લાગ્યા છે. ત્યાં તો એ મિનિટમાં જ બીજું ભજન ગાવા કહે. છેવટે રાતના બે વાગવા આવ્યા. પછી સ્વામીજી ઊભા થયા ને સ્નાનવિધિ વગેરે પતાવવા તૈયારી કરવા લાગ્યા, કારણ કે વહેલી સવારની ગાડી પકડી તેઓને અમદાવાદ જવાનું હતું. શ્રી યોગેશ્વરજી પણ સાથોસાથ તૈયાર થયા.

અમદાવાદ શ્રી યોગેશ્વરજીને પોતાની સાથે સસ્તુ સાહિત્યના કાર્યાલયમાં લઈ ગયા.

અહીં તેઓએ શ્રી યોગેશ્વરજીને હિમાલયના પ્રદેશ અંગે કેટલીક માહિતી આપતાં સૂચના આપી. ત્યાં ઠંડી અહીં કરતાં વધારે પડે, માટે સાથે કંઈક ગરમ રાખવું. કંતાનના જોડા તેમ જ સસ્તુ સાહિત્ય પ્રકાશિત કેટલાંક સારાં પુસ્તકો પણ સાથે લઈ જવા આગ્રહ કર્યો. વિશેષમાં, તેઓશ્રીએ માતાજીની કરજ મુક્તિ

માટે જરૂરી રકમ ઉપરાંત હિમાલય જવાના ગાડીભાડાના પૈસા પણ આપ્યા.

એક તબક્કે તો તેઓશ્રીએ શ્રી યોગેશ્વરજીને તેઓની સાથે રહી, સસ્તુ સાહિત્યની સંસ્થા સંભાળવા પણ કહ્યું. શ્રી યોગેશ્વરજીએ વિનયપૂર્વક ના પાડતાં કહ્યું : "હાલના તબક્કે મારી માનસિક સ્થિતિ કોઇ દુન્યવી પ્રવૃત્તિ કરી શકે તેમ નથી. એટલે આપ મને ક્ષમા કરશો."

સહાય બદલ શ્રી યોગેશ્વરજીએ આભાર માન્યો. તો બીજી જ ક્ષણે સ્વામીજીનું સ્વરૂપ બદલાઇ ગયું. એકદમ ગુસ્સે થઇને બોલ્યા, "કોણે મદદ કરી છે? કોને મદદ કરી છે? શાનો આભાર માનો છો?"

ઘડીભર તો શ્રી યોગેશ્વરજીને ઘણી નવાઇ લાગી. ઘડી પહેલાંના શાન્ત દેખાતા સ્વઆમીજી વખાણ કે આભારના શબ્દો સાંભળી શકતા નહિ. છેડાઇ પડતા. તેઓશ્રીનો આ સ્વભાવ, આજના યુગમાં થોડી મદદ કરી, ઘણી પ્રશસ્તિની અપેક્ષા રાખતા દાતાઓ કરતાં કેટલો જુદો લાગે છે! તેઓ ખરેખર સાચા સંન્યાસી હતા, કર્મયોગી હતા ને સમાજને ઉત્તમ પ્રકારનું સાહિત્ય સસ્તામાં પૂરું પાડવાના ધ્યેયને વરેલા હતા. ગુજરાતની પ્રજા ખરે જ તેઓની અનેકાનેક ગણી ઋણી છે.

શ્રી યોગેશ્વરજી સાથેની એઓશ્રીની આ મુલાકાત તેઓના ચારિત્ર્યના ઉત્તમગુણોનું દર્શન કરાવી જાય છે. પોતાની જાતને "ખરાબ ભિક્ષુ અખંડાનંદજી તરીકે સંબોધતા એ મહાપુરુષને આપણા લાખ વંદન.

## ઋષિકેશ–પ્રથમ મુલાકાત

પૂ. શ્રી ભિક્ષુ અખંડાનંદજી પાસેથી આમ અણધારી આર્થિક સહાય મળતાં, શ્રી યોગેશ્વરજીનું "શિવાનંદજીના દિવ્યજીવન સંઘમાં" જવાનું સરળ બન્યું. તેનાથી બે પ્રશ્નો ઉકેલાયા. એક તો પૂ. માતાજીને થોડું આર્થિક દેવું હતું. તે પતાવી શકાયું. સાથે સાથે, ઋષિકેશ જવાનું ભાડું પણ મળી ગયું. એટલે એ માટે પણ અન્ય કોઈની સહાયની જરૂરત ન રહી.

આથી પૂ. માતાજીની રજા લઈને તેઓએ જીવનમાં સાધનાના પંથે પ્રયાણ કરવાનો પ્રારંભ કર્યો. અને પૂ. માતાજી પણ કેવાં! વિધવા માનો એકનો એક તેજસ્વી દીકરો–અનેક આશાસ્પદ ભાવિને આમ અવગણી, સાધનાના કઠોરતમ માર્ગે જાય, તે કયી મા સહી શકે! છતાં માતૃહ્રદયની પ્રેમની અતિ સંવેદનશીલ લાગણીઓથી ઉપર ઊઠી, માતાજીએ ઈશ્વરદર્શનના માર્ગે જતા પુત્રને ભારે દિલથી વિદાય આપી અને તે પણ ગળામાં પુષ્પની માળા પહેરાવીને. આ વિદાય સામાન્ય જનેતા ન આપી શકે. કોઈક વિરલ જગદ્જનની જ તે કરી શકે. એવી માતાની કુખે જ 'કુળ ઈકોતેર' તારનાર ઈશ્વરપ્રેમી આત્મા જન્મ ધારણ કરે. એથી જ ભગવાન કૃષ્ણએ ગીતામાં જે કહ્યું છે કે शूचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽपि जायते । તે યથાર્થ લાગે છે.

શ્રી યોગેશ્વરજી સીધા ઋષિકેશ પહોંચીને, સ્વર્ગાશ્રમમાં આવેલ 'દિવ્ય જીવન સંઘ'ના સ્થાનમાં પહોંચી ગયા. આજના ઋષિકેશ કરતાં, લગભગ ચાર દાયકાઓ પહેલાંનું એ ઋષિકેશ સાવ જુદું હતું. તે એક નાના ગામડા જેવું હતું. પતિતપાવની ગંગાના કાંઠે નાની નાની સાધુઓની છૂટી છવાઈ કુટિઆઓ

આવેલી હતી. ગંગાના આ કિનારે ગામ હતું, જ્યાં મોટાભાગની ધર્મશાળાઓ વગેરે હતાં. સામા કાંઠે મોટે ભાગે આવી કુટિઆઓમાં સાધુઓ રહેતા. તેઓ અન્નક્ષેત્રોમાંથી સવાર સાંજ મળતી ભિક્ષાઓ મેળવી, દિવસનો સમય અનેક રીતે પસાર કરતા. ખરેખર ઈશ્વરભજન ખાતર જ અહીં રહેતા સાધુઓની સંખ્યા અલ્પાતિઅલ્પ હતી. મોટાભાગના સાધુઓ કંઈ ને કંઈ દુન્યવી પરિસ્થિતિમાંથી ભાગી છૂટવા માટે અહીં આવેલા જણાતા. અને તેઓ પોતાનો સમય વ્યસનો કે પ્રમાદમાં પસાર કરતા. ભગવું કપડું ધારણ કરવાના લીધે, તેમનો આજીવિકાનો પ્રશ્ન ઉકલી જતો. એટલા ખાતર જ તેઓને આ કપડા સાથે સંબંધ રહેતો; એવું લાગતું.

અહીંનું પર્વતીય વાતાવરણ, પવિત્ર ગંગાનો કાંઠો તેમ જ આધ્યાત્મિક પરમાણુઓથી સભર વાયુમંડળ, પ્રથમ દૃષ્ટિએ જ શ્રી યોગેશ્વરજીને રૂચિ ગયું. અહીં શિવાનંદજીના આશ્રમમાં તે વખતે, થોડા જ સાધકો રહેતા હતા. તેમાંના મોટાભાગના આશ્રમની કોઈને કોઈ પ્રવૃત્તિમાં જોડાયેલા રહેતા. આમ કેવલ ઈશ્વરભજન, સાધના, ધારણા, ધ્યાન વગેરે માટે જ બધો જ સમય કાઢનાર સાધક કોઈ જ ન હતા. ઈશ્વરદર્શનની લગનીથી પ્રેરિત થઈને, ધ્યેયની પરમ સિદ્ધિ માટેની સ્પષ્ટ સાધનાત્મક રૂપરેખાનો ખ્યાલ સાથે આવનાર સાધકો પણ અહીં જણાતા ન હતા. એટલે તે માટે જરૂરી માર્ગદર્શન ઉપલબ્ધ થવાની શ્રી યોગેશ્વરજીની આશા થોડા જ વખતમાં નષ્ટ થઈ.

આમ છતાં, તેઓ સ્વામી શિવાનંદજીને મળ્યા. અને ઈશ્વરદર્શનની પોતાની લગની વિષેની જાણ તેઓને કરી. તે માટે

માર્ગદર્શન આપવા વિનંતી કરી. પરંતુ સ્વામી શિવાનંદજીએ તેઓને ત્યાં રહી સાધન ભજન કરવા તેમ જ બાકીના સમયમાં આશ્રમની પ્રવૃત્તિ એટલે શું કરવું તેની દ્વિધા મનમાં ઉઠયાં કરતી. તેમની પાસે આવા વખતે માર્ગદર્શન માટે એક જ માર્ગ હતો અને તે 'જગદંબાને' પ્રાર્થના કરવાનો. ખૂબ જ વ્યાકુળ હૃદયે, તેઓ 'મા'ને પ્રાર્થના કરતા અને હવે શું કરવું તે માટે, માર્ગદર્શન માગતા.

knock the door, and it shall open એ બાઈબલના વિધાન પ્રમાણે જગદંબાએ પણ તેઓની મૂક પ્રાર્થનાઓ સાંભળી.

અહીં આશ્રમમાં તેઓ રાત્રે પ્રાર્થનાના ઓરડામાં સૂતા. આ સમયે સાધનોમાં તેમની પાસે માત્ર એક નાની શેત્રુંજી, પાણી માટેનું કમંડળ, ને બે પહેરવાના, ને બે ઓઢવાના કકડા, થોડું લખવાનું સાહિત્ય—એક થેલીમાં સમાય તેટલું જ હતું. આ બધો સામાન તેઓ રાત્રે સૂતા સાથે જ રાખતા. કારણ કે થેલીનું જ ઓસીકું કરતા.

અઠવાડિયા પછી એક રાતે તેઓ આ પ્રાર્થનાના ઓરડામાં સૂતા હતા. ત્યાં એક અણકલ્પેલો અનુભવ થયો.

આ ઓરડામાં ભગવાન શ્રીકૃષ્ણનો સરસ ફોટો હતો. તેઓ સૂતાં પહેલાં, તેની આગળ બેસી પ્રાર્થના કરતા હતા. ત્યાં અચાનક તેઓનું બાહ્યધ્યાન લુપ્ત થઈ ગયું. શરીરનું ભાન જતું રહ્યું અને જ્યારે કેટલોક સમય પછી ભાન ફરી આવ્યું ત્યારે તેઓને આસપાસની હરેક ચીજમાં પોતાનું જ સ્વરૂપ જણાવા માંડયું. જાણે સમગ્ર વિશ્વમાં, પોતે જ વ્યાપેલા છે, તેવો જાગૃતા-

વસ્થામાંનો આ અનુભવ તેઓને માટે વિરલ હતો. પ્રથમવારનો જ હતો. જાણે વર્ષોના નહિ, પરંતુ જન્માંતરની સાધનાના પરિણામે પ્રાપ્ત થએલી આ અનુભૂતિ પછી મનમાં કંઈક ધન્યતાનો ભાવ પણ સહજરીતે અનુભવાતો હતો.

શ્રી યોગેશ્વરજીએ આ સમયે જ લખેલું એક કાવ્ય તે વખતે, મને લખી મોકલેલું. તેમાં આ પ્રસંગનું વર્ણન અને સ્વાનુભૂતિ પછીની સ્થિતિનો ચિતાર તેઓએ વર્ણવ્યો હતો.

જગદંબાએ આમ તેઓની ભાવના પૂરી કરી. કહો કે હિમાલય આવવાનો પરિશ્રમ એક રીતે સફળ થયો. આ અનુભૂતિ પછી, અહીં આશ્રમની અન્ય પ્રવૃત્તિઓમાં સમય આપવાનું તેઓને ન રૂચ્યું. અહીં રહીને તેવી પ્રવૃત્તિઓ કરવા કરતાં, ગુજરાતમાં રહી, સાધનભજન કરવાના વિચારો તેઓને આવવા લાગ્યા. અને દસેક દિવસમાં જ તેઓ હિમાલયથી પાછા ફર્યા. પરંતુ જતાં પહેલાંની પરિસ્થિતિ—પાછા ફરતી વખતે ન હતી. અનોખી સ્વાનુભૂતિની પ્રાપ્તિ પછીનું એ અનોખું પ્રયાણ હતું. ઈશ્વરી સંકેતાનુસાર આ અનુભૂતિ થવા માટે જ તેઓને ઋષિકેશ જવાનું થયું હતું. એમ લાગ્યા વિના ન રહ્યું. આખરે આવા અનુભવો ઈશ્વરે ધારેલા સ્થળે ને સમયે જ થાય છે. તે સત્ય અનુભવે હું પણ સમજતો થયો છું.

( ક્રમશઃ )



# પ્રકાશના પંથે–પુસ્તક વાંચન અંગે સ્પર્ધાઓ

પ. પૂ. મહાત્મા શ્રી યોગેશ્વરજીની આત્મકથા પ્રકાશના પંથે પુસ્તકનાં પ્રથમ ૧૦ પ્રકરણો (૧૦૦ પાનાં) અંગે લેખિત સ્પર્ધાઓ શિબિરના દિવસો દરમ્યાન (૧૭ માર્ચથી ૨૧ માર્ચ દરમ્યાન) અંબાજી ખાતે યોજવાનું શિબિરના આયોજકોએ (સર્વમંગલ ચેરિટેબલ ટ્રસ્ટ) વિચાર્યું છે. આ માટે ત્રણ વિભાગો રહેશે. પ્રથમ વિભાગમાં, ૮ થી ૧૨ વર્ષના, બીજા વિભાગમાં ૧૨ થી ઉપરના અને ૨૦ વર્ષ સુધીના તેમ જ ત્રીજા વિભાગમાં ૨૦ થી ઉપરના અને ૩૫ વર્ષની વય સુધીના ભાગ લઈ શકશે. પ્રથમ બે વિભાગમાં લેખિત પ્રશ્નોત્તરીઓ હશે અને ત્રીજા વિભાગમાં મૌખિક પ્રશ્નોત્તરી રહેશે. દરેક વિભાગમાં પહેલા ત્રણને ઈનામો આપવામાં આવશે. સ્પર્ધકોએ પોતાના નામ, સરનામા, ઉમ્મર વગેરે સાથે અરજી પત્ર, આ સરનામે મોકલાવી આપવું:–

મેનેજર શ્રી,
સ્વર્ગારોહણ, માતાજી જ્યોતિર્મયી વિશ્રામગૃહ
દાંતા રોડ, અંબાજી–૩૮૫૧૧૦

ગુજરાતી ભાષા ન જાણનાર બાળકો પ્રકાશ પથકા યાત્રી-(હિન્દી)ના આધારે ૧૦ પ્રકરણો સ્પર્ધા માટે તૈયાર કરે.

તંત્રી

* * *

## ટેલિફોન નંબર બદલાયો છે

મુંબઈ ખાતે શ્રી યોગેશ્વર ધ્યાન કેન્દ્ર ચલાવતા શ્રી મધુભાઈ એચ. ભટ્ટનો (બોરીવલી વેસ્ટ) ટેલિફોન નંબર ૬૦૧૩૯૪૫ હવેથી થયો છે. તેની નોંધ લેવા વિનંતી.

તંત્રી

# પ્રથમ દર્શને

ગોરધનભાઇ કલોલા (કલ્યાણ)

અંતે એ આતુરતાનો અંત આવ્યો.

પૂ. માના પાવન દર્શન થયાં. દર્શને જ દિલ ડોલી ઉઠયું !

સો સો સહસ્ર શશી થાય ભેગા
માધુરી એની થાય,
મધઝરતા મુખની આગળ એ
માધુરી ઝાંખી થાય.

ગુરુદેવ પ્રભુએ કરેલી આ પ્રશસ્તિ પ્રથમ દર્શને જ ઉઠેલા ભાવોને સાર્થક કરતી ગઇ !

દર્શન એટલે દર્શન, દર્શન માત્રથી આત્મદેવ જાગી ઉઠે તેનું નામ દર્શન. અહીં જે દર્શનની અનુભૂતિ છે તે કોઇ મૂર્તિ, આકૃતિ, છબી, કે પ્રતિમાની નથી. પરંતુ જડચેતનમાં વિરાજી રહેલી પરમાત્માની પરમ ચૈતન્યમયી શક્તિના સીધા જ પ્રેમાળ દિવ્ય સ્પર્શની છે, ભગવાન સૂર્યનારાયણની ઉષ્માના મૃદુ સ્પર્શમાત્રથી જેમ પંકજ પુલકિત બની ઉઠે, તેમ અનેક શ્રદ્ધાભક્તિભર્યા અંતર સરોવરમાં ખીલુ ખીલુ થતી પ્રેમકળી પૂ. મા સર્વેશ્વરીના અનંત વાત્સલ્યથી ઉભરાતા ઉરની પ્રેમઉષ્માથી ખીલખીલાટ કરતી ખીલી ઉઠી. આ દિવ્ય ઉષ્માથી સભર વાતાવરણ જેમણે માણ્યું છે, તે સદ્ભાગી પાત્રોના રોમેરોમના રોમાંચની અનુભૂતિ આજે પણ રણઝણી રહી છે.

આ છે નૂતન વર્ષની કૃપાળુ જ્યોત પરની પ્રભુની દિવ્ય લ્હાણી. પૂ. મા એક વર્ષની વિદેશયાત્રા પછી નૂતનવર્ષે વડોદરા પધાર્યાં. પૂ. માનું આ પ્રથમ જ દર્શન હતું. એ અંતરના ઉમંગથી ઉભરાતા શ્રદ્ધાભક્તિભર્યા દિવ્ય વાયુમંડળના જે પ્રેમીજનોએ પ્રસાદ ચાખ્યો છે તેઓ તેના આસ્વાદના પ્રત્યક્ષ સાક્ષી છે.

નર્યા પ્રેમ, શ્રદ્ધા અને ભક્તિની દિવ્યતાની મધુતાનો રસાસ્વાદ ક્યારેય માણ્યો છે? પ્રભુની ફૂલવાડીમાં ખીલતાં પ્રેમ શ્રદ્ધાભક્તિભર્યાં સુમનોની સુગંધ અંતરથી આસ્વાદી છે? દિવ્ય માતૃત્વની સ્નેહ છાયામાં ક્યારેય વિસામો ખાવાની તક સાંપડી છે? એ દિવ્ય માતૃત્વની પ્રેમઉષ્મા માણી છે? ક્યારેય પ્રાણમાં એ દિવ્ય તૃષાની તડપન જાગી છે? ક્યારેય આવી અભીપ્સા અંતરથી જાગી ઉઠે તો પહોંચી જજો. એ પ્રેમ સરોવર તદ્દન પાસે જ છે, એકાદ ડૂબકી લગાવી તો જોજો. બસ પછી ભવમાં ભટકવાનું મટી જશે. એ માતૃત્વનું પરમ ધન પામ્યા પછી અંતર પોકારી ઉઠશે:—

શાંતિ મળી ઊઠી અંતરની,
દૈન્ય સમસ્ત ટળ્યું,
અમૃતત્ત્વનો આસ્વાદ મળ્યો,
ભાગ્ય બધુંય ફળ્યું.

એ વર્ષ નૂતન હતું પણ દર્શન સનાતન હતું. યુગોથી પ્રેમીભક્તો એ સનાતન સંગીતની રસલ્હાણ લુંટતા આવ્યા છે. પહેલાં હતું, તેવું જ માધુર્ય, તેવું જ વાત્સલ્ય, અને તેવું જ કૃપાનું અમૃત લઇને પૂ. મા આજે પધાર્યાં હતાં. આજે જ્યારે એક વર્ષ પછી પૂ. મા પધાર્યાં છે ત્યારે આપણી જાત તરફ જોવાની ઈચ્છા થઇ આવે

છે. ક્યાં પૂ. મા અને ક્યાં આપણે? ભૌતિકતાના ભંગારમાં અટવાતા આપણે પૂ. માને કેવી રીતે પ્રમાણી શકીશું? એકાદ વખત મુંબઇ જઇ આવ્યા પછી આપણને કોઇ એમ પૂછે કે ક્યાં જઇ આવ્યા? તો ગુમાનથી, અહંકારથી ફુલાઇને કહીશું "બોમ્બે." અહંકારથી ઉચ્ચારાતા એ 'બોમ્બે' શબ્દમાં આપણી કરૂણ હાલતનું દીનતાનું વરવું દર્શન થાય છે. પૂ. માના સનાતન વૈભવનો આનંદ માણવો હોય તો આ ભૌતિકતાના અભિશાપથી આપણી જાતને બચાવવી પડશે. એટલે જ એક વર્ષ પછીના લાંબા સમયના દર્શન આપણામાં કેવા ભાવો જગાડે છે તે તપાસી જોવા જેવું છે.

વર્ષો પહેલા પૂ. મા હતાં તેવાં ને તેવાં આજે પણ છે. આજ પૂ. માની સાચી ઓળખ છે. પૂર્વજીવન અને પૂર્વોત્તર જીવન જેવું પૂ. માના જીવનમાં કંઇ નથી. જાણે એક સળંગ સનાતન જીવનપ્રવાહ એક સરખો વહી રહ્યો છે. એમાં નથી ભરતીની ઉચ્છૃંખલતા કે નથી ઓટની મંદતા. એકધારું મનમોહક માધુર્ય ભર્યું, સુરીલું સંગીત પ્રકટી રહ્યું છે એ જીવનમાંથી! જેમણે પણ એ જીવનને વિભિન્ન તબક્કાઓમાંથી પસાર થતું જોયું છે તેને એ દૈવીસંપત્તિનાં દર્શન થયાં છે. એ ખરું છે કે એ દૈવીસંપત્તિનું પ્રકટીકરણ દૈવયોગે પ્રસંગોપાત્ત આવિર્ભાવ પામતું રહ્યું છે.

કિશોરવયથી માતાપિતા પ્રત્યે જે પૂજ્યભાવ હતો તે માતા-પિતાના નિર્વાણપદ સુધી અવિચળ રહ્યો. વિદ્યાર્થી અવસ્થામાં જે ચંચળતા અને પ્રલોભનોમાં અટવાઇ જવાનું સહજ બને છે તેથી અળગાં રહ્યાં. સર્વીસ સમય દરમ્યાન એ જ કાર્યનિષ્ઠા એ જ પ્રામાણિકતા, એ જ બીજા માટે ઘસાઇ છૂટવાની ભાવના સાથે

સાધનાની એ જ ઉત્કટતા! પૂ. શ્રી જીવનમાં આવ્યા ત્યારે ગુરુપ્રત્યેની એકનિષ્ઠ અનુપમ શ્રદ્ધાભક્તિ સહજ જ પ્રકટી ગઇ. ગુરુદેવપ્રભુનું સતત સાન્નિધ્ય પામવા એકધારી તિતિક્ષાથી જીવન તપોધન જેવું બની રહ્યું. પૂ. શ્રીનું સાન્નિધ્ય પામ્યાં પછી ત્યાગ, સેવા અને સમર્પણથી એ જીવનયજ્ઞની શિખાઓ આકાશને આંબવા લાગી અને પૂ. શ્રીની ભૌતિક વિદાય પછી જીવનની ફનાગીરી વહોરી લીધી. સાધનાની ધુણી ધખાવી દીધી. પૂ. શ્રીની ઇચ્છાઓને મૂર્તિમંત બનાવવા અહાલેક જગાવ્યો, રાતદિવસ એક કર્યાં. એશ આરામનો જાણે જીવનમાં શૂન્યાવકાશ સર્જાઇ ગયો. આજે શરીરનું અસ્થિપિંજર લઇને દેશવિદેશ ઘૂમી રહ્યાં છે. હવે તો દધિચીઋષિની જેમ એ અસ્થિઓના શસ્ત્રથી પણ જીવનસંગ્રામ ખેલી લેવા માગે છે. જીવનધ્યેય સિદ્ધ કરવા ઉપાડેલા ડગલાંને ડગાવવા કોઇનું સામર્થ્ય કામ આવે તેમ નથી. "ડગલું ભર્યું કે ના હઠવું, ના હઠવું" એ જીવનમંત્ર બની ગયો છે.

પૂ. માના જીવનને ભલે વિવિધ તબ્બકાઓમાં વહેંચી નાખો પણ એમાં વહેતા ચૈતન્ય પ્રવાહની સળંગ એક સૂત્રતાનો ભંગ ક્યાંય જોવા નહીં મળે. વિવિધ દૈવીગુણોનું પ્રકટીકરણ જીવનના દરેક તબ્બકે સર્વશ્રેષ્ઠ રહ્યું છે. આપણે એવું નહિ કહી શકીએ કે પૂ. મા યુવાનીમાં પ્રલોભનોમાં ફસાઇને નબળાઇઓનો શિકાર થયાં હતાં! પૂ. મા ક્યાંય ઠોકર ખાધી હોય ને પછી બેઠાં થઇને ચાલ્યાં હોય એવું જોવા નહીં મળે. હા, ઠોકર ખાઇ જવાય, પ્રલોભનોમાં ફસાઇ જવાય, એવા પ્રસંગો જીવનમાં જરૂર આવ્યા હશે, પણ પૂ. માએ આ પ્રસંગોએ આવતી ઠોકરને ઠોકર મારી છે, પ્રલભનોને પડકાર્યા છે, સતત જાગૃતિની આ દશા શું સૂચવે છે? પૂ. માના

લોકોત્તર જીવનની આ પ્રતીતિ છે.

એટલે જ એક વર્ષ સુધીના લાંબા વિદેશ વસવાટ પછીનું પૂ. માનું નૂતનવર્ષનું પ્રથમ દર્શન નિત્ય નૂતન રહ્યું છે. એ જ વ્હાલાં વ્હાલાં મા છે, પોતાના સંતાનના કલ્યાણની શુભભાવના એવી ને એવી એ પવિત્ર અંતઃકરણમાં વહી રહી છે. પ્રભુપ્રેમના અનુરાગે અંજાયેલાં, દિવ્યપ્રેમના નિકેતન સમા એ પ્રેમાળ નયનકમળો પોતાના બાળકો માટે આજે પણ એવી જ વ્હાલની વર્ષા વરસાવી રહ્યાં છે. પરમશક્તિનું આવું પ્રેમસ્વરૂપ કદાચ આ પૃથ્વીપર પ્રથમ પ્રકટયું હશે! હજારો વંદન એ પ્રેમભર્યા પાવન શ્રી ચરણોમાં!

નૂતનવર્ષે ૧૯, ઓક્ટોબર ૯૦ ના રોજ પૂ. મા જીતુભાઇ ગાંધીને ત્યાં પૂ. શ્રીની સાથે જ્યાં બિરાજતાં તે જ બેઠક પર આજે પણ બિરાજી રહ્યાં છે. પ્રથમ દર્શન માટે આતુર નયનોથી એ નિવાસસ્થાન ઉભરાઇ ગયું છે. એ પ્રેમદર્શન પામવાની ત્યાં પડાપડી જરૂર છે, પણ એ માતૃગોદમાં સૌને સમાવવાની સમર્થતા પણ એટલી જ છે. જુઓ, એનું એક અનુપમ ઉદાહરણ! અતિશય ભીડને લીધે, પૂ. માને પોતાનું સર્વસ્વ માનતી એક માની બાળકી મકાનની સીડી પર જ રહી ગઇ છે. પ્રથમ દર્શનની આતુરતાને રોકી પણ શકતી નથી અને આગળ પણ જઇ શકતી નથી. તેથી ત્યાં બેઠા બેઠા જ અશ્રુભરી આંખમાંથી એ દર્શનની ઝંખના વહેલા લાગી. પૂ. મા તે સીડીપર હોવાથી પ્રત્યક્ષ તો તેને જોઇ શકતા નથી. પરંતુ દિવ્યચક્ષુથી કોણ છાનું રહી શકે? પૂ. માએ તરત જ તેને પાસે બોલાવી કહ્યું, "ત્યાં બેઠી બેઠી શું બબડી રહી છે? તને ચશ્મા છે. પણ હું તો તને જોઇ શકું

છું" જોયો સાચા દિલની પ્રાર્થના અને તેનો પ્રત્યુતર! સંસારમાં ગમે તેવા વિષમકાળની વચ્ચે પણ મા પોતાના બાળકને માતૃઅંકની હૂંફ આપતાં રહ્યાં છે. એ શ્રી ચરણોમાં એવી તો સમર્થતા છે કે એકવાર એ શ્રી ચરણોને પ્રેમભાવે પકડી લીધા તો પછી સંસારના ક્લેશોની શું મજાલ છે કે એ શરણાગત જીવને ઉની આંચ પણ આવે?

પોતાના બાળકોની સુખસુવિધા એ અંતર્યામીથી કેવી રીતે અજાણી રહી શકે! અહીં જ જુઓને, પૂ. માનું પ્રથમ દર્શન એટલે બાળકો ઉમટી પડ્યા છે. સુખપૂર્વક, શાંતિથી દર્શન થઇ શકે એવી સ્થિતિ નથી એટલે તુરત જ પૂ. માએ પોતાની બેઠક એવી જગ્યાએ રાખી કે જ્યાંથી સૌ એ દિવ્યદર્શનની દીર્ઘ ઝંખનાને તૃપ્ત કરી શકે. એક બાળક જેવાં થઇને પૂ. મા પાસે જાઓ પછી એ માતૃગોદમાં આપણે કિલ્લોલ કરવા સિવાય કંઇ રહેતું નથી. અસંખ્ય બાળકો એ રીતે એ માતૃગોદમાં કિલ્લોલતાં થયાં છે. આજનો આ બાળકોનો કલરવ પણ એજ માતૃવાત્સલ્યના અમીમય પયપાનનો છે.

પ્રથમ દર્શને એ શ્રીમુખની અમૃતમય વાણીનો રસાસ્વાદ બાળકો માણી રહ્યા છે. એ વાણીમાં નાદબ્રહ્મના ગુંજારવ સિવાય બીજું શું હોય! ગુરુકૃપાનું રસમય ઝરણું એ મુખમાંથી વહ્યા કરે છે.

શ્રી યોગેશ્વર નમો નમઃ
સદ્ગુરુ દેવ નમો નમઃ
મા જ્યોતિર્મયી નમો નમઃ

એ દિવ્યનાદની બુલંદી અને મસ્તી ઘણાં લાંબા સમયે માણવા મળી.

નૂતનવર્ષનો સંદેશો વહાવતાં પૂ. મા કહે, "આ જીવનની કેડીએ ચાલતાં ચાલતાં એવા કેટલાયે અજાણ્યા મુકામ આવે છે. પ્રભુપંથે ચાલતાં ઘણી વખત પથભ્રાંત થઇ જઇએ છીએ, ભૂલા પડી જઇએ છીએ. આવા વખતે કોઇ માર્ગદર્શકની જરૂર પડે છે, એ રસ્તે ચાલેલા કોઇ ભોમિયાની જરૂર પડે છે. એ ભોમિયો વળી આપણને જીવનમંઝીલના રસ્તે વાળે છે અને આપણી જીવનયાત્રા આગળ ચાલે છે. આપણા પરમ ભાગ્યે આપણને એક આવો, ભોમિયો સાંપડયો છે. એક મહાપુરુષનો સથવારો અને માર્ગદર્શન મળ્યાં છે. કેવો છે એ ભોમિયો? અત્યાર સુધી કેટલાય પથિકોને આંગળી પકડી એણે પ્રભુપંથે વાળ્યા છે. અરે! ઘણી વખત તો આંગળી ચીંધીને અળગો થવાને બદલે સાથે ચાલ્યો છે. વાંસો થાબડી હામ આપી છે."

પૂ. માએ જે ભોમિયાનો સાથ માણ્યો છે અને આજે પણ જે સાથે ચાલીને નહિ પણ આગળ ચાલીને દોરી રહ્યો છે, એટલું જ નહિ પણ અંદર સમજ ને બાહુમાં બળ પૂરી રહ્યો છે. અરે ભાઇ! પૂ. માની વાણી સાંભળો તો ખરા! પૂ. મા કહે છે "હવે તો એ જ ભોમિયો આ સ્વરૂપે ચાલી રહ્યો છે." એ જ અનુભૂતિની વાણી સાંભળો ને!

યોગેશ્વર ભોમિયો રે જીવનજંગનો,<br>
મુંઝવણના માર્ગે દીપ પ્રકટાવતો,<br>
જીવન થાકને પળમાં મટાડતો,<br>
નીત નવી શક્તિ ધરનારો. યોગેશ્વર૦

પોકારે તેની પડખે રહેનારો,
સાચો સ્વજન બની સેવક થનારો,
થાકે તો ઉંચકી લેનારો. યોગેશ્વર૦

જીવન જંગમાં સાદ કરીશું,
મૈત્રી અંતરની એને ધરીશું,
ઠેઠ સુધી પહોંચાડનારો. યોગેશ્વર૦

સર્વેશ્વરીનો સાથી એ સાચો,
જીવનભરનો વિશ્વાસ એ પાકો,
સર્વેશ્વરીમાં પથરાયો. યોગેશ્વર

પૂ. મા કહે "પ્રકાશના પંથે વાંચો, એમાંથી પ્રેરણા મેળવો, આપણે કંગાળ, દીનહીન, અનાથ ગરીબ નથી. એ મહાપુરુષ આજે પણ છે. એ મહાપુરુષના ચીંધેલા રસ્તે ચાલો, એ જ સાચી અંજલિ છે."

જે દિવાદાંડી બનીને સાથે રહ્યો છે તેનો કૃતાર્થભાવ 'પૂ. મા'થી સહજ રીતે વ્યક્ત થયા કરે છે.

શ્રી સદ્‌ગુરુ નાથ
સર્વેશ્વરી સાથ,
રહે દિન રાત
સાચી છે વાત.

માતાની ગોદમાં પોઢેલા બાળક જેવા વિશ્વાસથી પૂ. મા આજે નિશ્ચિંત બન્યાં છે. એ યોગેશ્વર માતના ખોળામાં બેઠા બેઠા બોલાતી એ વાણીમાં ત્રિભુવનને ડોલાવવાનું સામર્થ્ય છે.

નૂતનવર્ષે ભવનું ભાથુ બંધાવતાં કહે "થાક્યાનો વિસામો

બનો, તરસ્યાના પાણી અને ભૂખ્યાના ભોજન બનો, વેરઝેર ભૂલો, નવા સંકલ્પો કરો, જીવન સ્વચ્છ પવિત્ર બનાવી કાયાપલટ કરો, ૩૬૦ દિવસનો કચરો સાફ કરો, મમતાની જાળમાંથી મુક્ત બની એ મહાપુરુષ સાથે પ્રેમના તાંતણે બંધાઇ જાઓ, જીવનનો હિસાબ માંડતા રહો અને જમા પાસુ વધારતા રહો."

પૂ. મા કહે "અમે કોઇ દેશપરદેશનાં નથી, અમે તો ભગવાનના બંધાયેલાં છીએ. અમારા તરફ પ્રેમભાવ રાખતા સૌ બાળકો અમારા માટે સરખા છે."

એક વર્ષે થયેલા સાક્ષાત્ માતૃદર્શનથી સૌ બાળકોના અંતર-માં કૃતાર્થતાના ફુવારા ઉડી રહ્યા. એ જ પ્રેમભર્યા લટકાંઓ અને વ્હાલભર્યા લ્હેકાઓમાંથી ઉઠતા વાત્સલ્યસભર આંદોલનોથી સૌનાં તનમન અંતર તરબતર બની ગયાં. મા, મા, માના પોકારોમાં બધું જ ડૂબી ગયું.

નૂતન વર્ષે સૌ હોંશે હોંશે પ્રથમ હવેલીમાં સવારમાં મંગળાના દર્શને જાય છે. પ્રભુ પાસે જીવનનું માંગલ્ય માગે છે. તો અહીં પણ આજે નૂતનવર્ષ છે. માંગલ્યમય માતા છે. સમય મધ્યાહ્નનો છે છતાં છોકરાઓ માટે તે પ્રભાત છે. જ્યારે જ્યારે પૂ. માનું દર્શન થાય ત્યારે ત્યારે જીવનનું પરોઢ પ્રકટે છે, એ દર્શને કેટલાયના જીવનનું પરોઢ પ્રકટ્યું છે. તો આજે નૂતનવર્ષે એ શ્રી ચરણોમાં શીશ નમાવી માગી લઇએ—જીવન માંગલ્યનું વરદાન!

આજે નૂતનવર્ષ છે તો પ્રભુનાં બધા જ સ્વરૂપોનાં દર્શનનો લ્હાવો લઇ લઇએ, ચાલો કરી લઇએ રાજભોગનાં દર્શન! જે જીવનમાંથી ભૌતિકપદાર્થોના ભોગોનું રાજ્ય નાશ પામ્યું હોય અને

દિવ્યતાનું સામ્રાજ્ય ઉદય પામ્યું હોય તે રાજભોગ. ભોગરાજ ગયું અને તેને સ્થાને દિવ્યગુણોને રાજ્ય કરવાનો યોગ પ્રાપ્ત થયો એનું નામ રાજભોગ. કદાચ એ દર્શનથી આપણને પણ રાજભોગનો યોગ પ્રાપ્ત થાય! આજે નૂતનવર્ષ છે તો એ દર્શનની તક પણ શા માટે જવા દઈએ. કરી લો ત્યારે દર્શન! દેખાય છે તપનું તેજ? ત્યાગ, વૈરાગ્ય અને સંન્યાસનું ત્રિપુંડ એ ભાલપ્રદેશમાં દૃષ્ટિગોચર થાય છે? પ્રેમનું મનોહર દર્શન તો એ શ્રી વિગ્રહના અણુએ અણુમાં છવાયેલું નથી લાગતું? સેવા, સમર્પણ અને કરુણાની ગંગા એ શ્રી ચરણોમાંથી પ્રકટતી સ્પષ્ટ નથી જોઈ શકાતી! અલબત્ત આ દિવ્ય સંપત્તિના ભોગનો યોગ જ્યાં પ્રકટ થતો દેખાય છે તે પરમશક્તિના દર્શનનો યોગ આજે નૂતનવર્ષે પ્રાપ્ત થયો તે જ સાચા રાજભોગનું દર્શન છે ને! પૂ. માના શ્રી ચરણે આજના શુભ દિવસે પ્રાર્થના કરી માગી લઈએ કે આપની કૃપા થકી અમારા જીવનમાં પણ આવો રાજભોગ પ્રાપ્ત થાય તેવી કૃપા કરજો.

આજ નૂતનવર્ષે લાભ લેવો જ છે તો પણ પ્રભુના શૃંગાર દર્શન પણ કરી જ લઈએને! જે શૃંગારથી વ્યક્તિત્વ નિખરી ઉઠે તે જ સાચો શૃંગાર! પૂ. માનો સાચો શૃંગાર તો એમનું વાત્સલ્યથી ઉભરાતું અંતર! પૂ. માના બાળકો જ એ વાત્સલ્યભાવની મધુરતાને પામી શકે છે. અલબત્ત પૂ. માનું દર્શન એટલે વાત્સલ્યભાવનું દર્શન. જ્યારે પણ પૂ. માનાં દર્શન કરો ત્યારે મા આ સહજ શૃંગારથી એવાં તો શોભતા હોય કે દોડીને એ ગોદમાં સમાય જ જવાય! એ શ્રી અંગ સદાય નીતરતું હોય તો વાત્સલ્યભાવથી.. દેશવિદેશથી આકર્ષાઇને દોડી આવતા બાળકોનું પ્રેરણાબળ આ વાત્સલ્યભાવ છે. એકવાર જેમણે આ

શૃંગારનાં દર્શન કરી લીધાં છે તેઓ પછી દુન્યવી સૌંદર્યની લીપ્સામાં અટવાતા નથી.

પૂ. માના શૃંગારને પૂર્ણપણે નિખારી આપતાં બીજા અલંકારોનો ચળકાટ કંઈ ઓછો નથી. સાદાઈ, સરળતા અને નમ્રતાના અલંકારોએ તો એ શૃંગારમાં ચાર ચાંદ લગાવી દીધા છે. આ શૃંગારથી પૂ. મા પૂર્ણપણે ખીલી ઉઠયાં છે. આ શૃંગારથી પૂ. માનું વ્યક્તિત્વ એવું તો નિખરી ઉઠયું છે કે એ દિવ્યશૃંગારના દર્શનની તૃપ્તિ થતી જ નથી. બસ કર્યાં જ કરીએ. નૂતનવર્ષે એ શ્રી ચરણોમાં મસ્તક મૂકી માગી લઈએ કે "હે મા! અમને તારા જેવા શણગારજે, તમને દીપાવીએ તેવા થઈએ એવા આશીર્વાદ આપજો."

હવે છેલ્લે શયન દર્શન! એ તો વળી સૌથી અદ્‌ભુત દર્શન! શયન કરતાં પ્રભુનાં દર્શન આપણને સૂતાં શીખવે છે. શયન દર્શનની આ અદ્‌ભુત કળાનું દર્શન પૂ. માના જીવનમાં આપણે જોઈ શકીએ છીએ. પૂ. માના કળામય જીવનની આ અદ્‌ભુત કળાનાં પણ આજે નૂતનવર્ષે દર્શન કરી લઈએ.

જુઓ, મા સૂતેલાં દેખાય છે પણ ખરેખર કોણ સૂતું છે? બરાબર નજર કરો, સમ્યક દૃષ્ટિથી દર્શન કરો, તો ત્યાં ક્રોધ સુતેલો દેખાશે, કામ નસકોરાં બોલાવતો દેખાશે, અહં આડો પડીને ઘોરતો દેખાશે, લોભ લાંબો થઈને લોથપોથ થઈ ગયેલો લાગશે, મોહ તો જાણે મરેલો જ છે. જોઈ આ અદ્‌ભુત કળા? પૂ. માએ જેને સૂવાનું હતું તેને કાયમ માટે સુવાડી દીધા છે. હવે પોતે હલકાં ફૂલ થઈને શયન સુખ માણી રહ્યાં છે. જાગૃતિભર્યું શયન તે આનું નામ! શયનદર્શન એટલે નિર્દોષતા અને

પવિત્રતાનું દર્શન! જેના જીવનમાં કામ, ક્રોધ, મદ, મોહ, લોભ અને મસ્તર સૂઈ ગયા છે તેને પછી સૂવાનું જ ક્યાં રહ્યું! સૂનારા તો ચાલ્યા ગયા છે. સૂઈને જાગવાની આ અદ્‌ભુત કળાનું દર્શન એટલે પ્રભુનું શયનદર્શન!

પૂ. માના જીવનને નજીકથી જોનારાઓ જાણે છે કે પૂ. મા રાતોની રાતો જાગતાં રહે છે. એ શરીર તદ્દન નિર્દોષતા અને પવિત્રતાની પ્રતિકૃતિ સમું બની ગયું છે. રાતભર તેઓ પ્રભુના કાર્યમાં અને સ્મરણની મસ્તીમાં રચ્યાંપચ્યાં રહે છે. ખરી વાત તો એ છે કે પૂ. માએ આ ષડરિપુઓને પોતાના જીવનમાં પ્રવેશવા જ દીધા નથી. ક્ષીરસાગરમાં યોગનિદ્રામાં પોઢેલા ભગવાન જેવી જ અહીં સ્થિતિ છે. લાંબા થઈને સૂઈને જાગવાની કળા એટલે યોગનિદ્રા. આ યોગનિદ્રાની કળા પૂ. મામાં સોળે કળાએ ખીલી ઉઠી છે. નૂતનવર્ષે આ સમ્યક શયન કળા આપણામાં પણ સાકાર બને તેવા ભાવોને એ શ્રીચરણોમાં વ્યક્ત કરવાની તક જવા ન દઈએ.

દિવસ નૂતનવર્ષનો પણ સંદેશો નિત્ય નૂતન બનવાનો! માતૃદર્શનની આ મહેર તેના બાળકોપર સહજ વરસ્યા કરે છે. જેઓ દર્શને પહોંચે છે તે પામે છે, એક સાથે જ મંગલા, રાજભોગ, શૃંગાર અને શયનનાં અદ્‌ભુત દર્શન પામે છે.

પૂ. મા તો સૂર્યના સનાતન પ્રકાશની જેમ પ્રકાશી રહ્યાં છે, તેમને તો ઉગવા આથમવા જેવું કંઈ નથી, તેમ છતાં ઉદય અને અસ્તવેળાએ જે હૃદયંગમ મનોહર આભાના દર્શન કરાવે છે તે તો તેના બાળકો માટેનું લીલાદર્શન છે! એ લીલાદર્શનનો લ્હાવો જેટલો લૂંટી શકાય તેટલો લૂંટી લઈએ. એ શાશ્વતના સથવારે

ચાલી નીકળીએ. માતા બાળકના એ સનાતન સંબંધને ઓળખી લઈએ.

જનમજનમની પ્રીત પુરાણી
નથી આજની તે પ્રકટેલી
આ જન્મમહીં તેમ ઉગેરી,
ભવભવના ભાવ ભર્યા હૈયે,
વાત પહેલેથી મેં જાણી,
જનમજનમની પ્રીત પુરાણી.



# સદ્‌ભાવભરી સહાય

પ. પૂ. ગુરુદેવ શ્રી યોગેશ્વરજી ને પ. પૂ. મા શ્રી સર્વેશ્વરીની કૃપાથી અધ્યાત્મ માસિકને સદ્‌ભાવભરી સહાયનો પુનિત પ્રવાહ ચાલ્યાં જ કરે છે; નહિ તો આજની દિનપ્રતિદિન વધતી જતી મોંઘવારી વચ્ચે તે ટકી જ ન શક્યું હોત. સહાય મોકલનાર સહુને અભિનંદન.

રૂ.

૧૦૧ શ્રી ધનલક્ષ્મીબેન કેશવલાલ ત્રિવેદી, વડોદરા—ઘરની નજીકની શાળામાં બદલી થતાં.

૫૧ શ્રી અશ્વિનભાઈ ચંદુભાઈ ટેલર, વડોદરા—બેબીને એડ-મિશન મળી જાય તે નિમિત્તે.

૧૦૧ શ્રી છગનલાલ સોરઠિયા, સુરત.

૫૧ શ્રી આર. વી. પાઠક, જાફરાબાદ—પુત્રીજન્મદિન નિમિત્તે.

૭૪ શ્રી રતિભાઈ ભાવસાર, વડોદરા—૭૪ મી વર્ષગાંઠ નિમિત્તે.

૧૧ શ્રી વીણાબેન ઠાકોરભાઈ દેસાઈ, સુરત.

૨૫ શ્રી વિમળાબેન ઉપાધ્યાય, ભાવનગર.

૧૦૧ શ્રી યોગ કન્સ્ટ્રક્શન કું., વડોદરા—વતી શ્રી યતીન કાકા તરફથી.

૨૧ શ્રી ભાનુશંકર ગૌરીશંકર દવે, મોરબી.

૧૧ શ્રી ભગવાનજી રામજીભાઈ ભટ્ટ, મોરબી—પૂ. માની કૃપાથી ૨૪ લાખ ગાયત્રીનું પુરશ્ચરણ પૂર્ણ થતાં.

૨૫૧ શ્રી અવ્યાય કલેક્શન, સુરત—હા. કંચનભાઈ પટેલ.

૨૧ શ્રી ખોડીદાસભાઈ ભુદરભાઈ વાઘેલા, મોરબી.
૧૧ શ્રી વસંતભાઈ સોનેજી, મોરબી–પૂ. માના સાન્નિધ્યમાં જપમાં બેસવાનું મળતાં.
૫૧ એચ. એસ. ગોસ્વામી, રાજકોટ–નવો વિડિયો કેમેરો ખરીદતાં.
૫૧ શ્રી રતિલાલ એમ. નગવાડિયા, મોરબી–ભત્રીજાને વગર ઓપરેશને પથરી નીકળતાં.
૧૦૧ શ્રી સીતાબેન ધીરજભાઈ ગોરધનભાઈ, દીગસ.
૨૦૦ શ્રી ધીરજભાઈ મોઘરિયા, ધાંગધ્રા.
૧૧ શ્રી ચંદ્રકાન્ત પંડયા, રાજકોટ.
૩૫૫ શ્રી કપૂરામાં તા. ૩૦/૧૨ ના રોજ ગુરુપૂજન નિમિત્તે આવેલ રકમ.
૨૦૦૦ શ્રી મનુબેન ઉત્તમભાઈ ભક્ત, નોગાલેસ, અમેરિકા.
૨૦૦૦ શ્રી ભરત તેમજ શ્રી પંકજના લગ્ન પ્રસંગે શ્રી નટુભાઈ પ્રભુભાઈ ભક્ત, કપૂરા તરફથી.
૨૫૧ શ્રી ગુલાબબેન ભુલાભાઈ નરસી, અમેરિકા.
૨૫૧ શ્રી તારાબેન ડાહ્યાભાઈ ભક્ત, અમેરિકા.
૨૫૧ શ્રી ઉર્મિલાબેન ગોકળભાઈ ભક્ત, અમેરિકા.
૯૫૦ શ્રી રમેશભાઈ દુર્લભભાઈ ભક્ત તથા દક્ષાબેન રમેશભાઈ ભક્ત તરફથી.



# પ્રાર્થના સંભળાય છે

મા સર્વેશ્વરી

રજુઆત નારાયણ હ. જાની

તા. ૨૩–૧૨–૧૯૯૦ પૂ. મા શ્રી મધુભાઇ ભટ્ટને ત્યાં બોરીવલીમાં વિરાજે છે. પૂ. માને બેંગ્લોર તેમ જ કલકત્તાની યાત્રાનો ભારે થાક છે. તેમને શરીરનો દુઃખાવો ને થોડો તાવ પણ છે. તેઓ આરામ કરી રહ્યાં છે, થોડા સમય પછી હાજર ભક્તોને પૂ. મા પોતાના આવાસમાં બોલાવે છે. અમારા પરિવારના તેમ જ શ્રી હરગોવિંદભાઇના પરિવારના સભ્યો ઉપરાંત બીજા સાત–આઠ ભાઇ બહેનો છે.

અમે સહુ ઓરડામાં પ્રવેશતાં પૂ. મા આરામ કરતાં હોય છે તે બેઠાં થઇ જાય છે. આજના વાર્તાલાપમાં પૂ. મા સાચા દિલથી કરેલી પ્રાર્થના કેવી રીતે સંભળાય છે તેના બે પ્રસંગો કહે છે. ચમત્કારો જેવા લાગે એવા આ પ્રસંગો તદ્દન સત્ય ઘટનાઓ છે. બીજા ઘણાઓ એના સાક્ષી છે, એટલે એમને અવગણી કાઢવા શક્ય નથી.

પૂ. મા કહે છેઃ–૧૯૮૫ માં અમે મસૂરી ગયેલાં. પૂ. શ્રીની ભૌતિક વિદાયને તે વખતે એકાદ વર્ષ થયેલું ત્યાં અમે પૂ. શ્રીનું એક સરસ મોટું સ્વરૂપ જોયું. ગમ્યું એટલે મોટું કરાવ્યું. અમે તેને અમદાવાદ લઇ જવા વિચાર્યું. તે મોટા સ્વરૂપને લઇને દેહરાદૂન તો ટેક્સીમાં આવ્યાં. ત્યાં વિચાર આવ્યો “ચાલો, પ્રભુના સ્વરૂપને વિમાનમાં લઇ જઇએ.” અમારો એ વિચાર સાથી પ્રવાસીઓને કહ્યો. ટિકિટ માટે તપાસ કરાવી ને તે મળી પણ ગઇ. અમારા એ

વિમાન પ્રવાસમાં શ્રી અતુલ કોન્ટ્રેક્ટર અને શ્રી મંજુબેન ભાવસાર જોડાયાં. શ્રી રંજનબેન ઠાકર પણ સાથે હતાં. તેમણે વિચાર્યું કે પૂજ્યશ્રીના સ્વરૂપને ખુલ્લુ કે કપડાંઓ લપેટી લઇ જવાને બદલે, સરસ નવી રજાઇમાં લપેટી લઇ જવામાં આવે તો તે વધુ સુરક્ષિત બને. તેથી તેઓ દહેરાદૂનમાં નવી રજાઇ લઇ આવ્યાં. અમને પણ તે ગમ્યું. અમે પ્રભુના એ સ્વરૂપને નવી રજાઇમાં લપેટી પેક કર્યું અને વિમાનમાં અમારી સાથે જ રાખવા વિચાર્યું. આમ આ સ્વરૂપનો દેખાવ છ ફૂટ જેટલો ઊંચો બની ગયો.

દહેરાદૂનથી દિલ્હી વિમાનમાં તે સ્વરૂપને સાથે લઇ જવામાં અમને કોઇ મુશ્કેલી પડી નહિ, કારણ કે વિમાનની પાછલી બેઠકો ઉપર અમે ત્રણે જણ સ્વરૂપને ઊભું પકડી રાખીને બેઠાં. દિલ્હી એરોડ્રામ ઉપર ઉતર્યાં. અહીંથી અમારું અમદાવાદ જવાનું વિમાન સાંજે ઉપડતું હતું. એટલે થોડા કલાકો અમારે ત્યાં રોકાવું પડયું.

તે પહેલાં દિલ્હીના વિમાનઘર ઉપર ઘણા પ્રવાસી ભાઇબહેનોએ કુતૂહલવશ અમને પૂછ્યું, "આ શું છે? તમે એને સાથે રાખો છો? તે માટે તમે પરવાનગી લીધી છે? તમને આવી પરવાનગી મળી છે?"

હવે અમને ખ્યાલ આવ્યો કે પેસેન્જરે સાથે રાખવાના લગેજના નિયમો છે તેમાં આવું મોટું સ્વરૂપ લઇ જવા માટે ખાસ પરવાનગી લેવી પડતી હશે અને બીજા પેસેન્જરોને તે અગવડરૂપ લાગે. તો કદાચ એવી પરવાનગી ના પણ આપે.

પરંતુ સાંજના વિમાનમાં અમે બેસવા ગયાં ત્યાં વિમાનના દરવાજા આગળ પ્રવેશ આપતા અધિકારીએ પૂછ્યું, "આ શું

છે?" અમે કહ્યું, "અમારા ગુરુદેવનું સ્વરૂપ છે." (મોટી તસ્વીર) તેણે તરત જ વિરોધ કરતાં કહ્યું, "વિમાનના લગેજના નિયમો પ્રમાણે આવી વસ્તુ સાથે લઇ જઇ ના શકાય." એણે અમને લેડરના પગથિયાં પરથી ઉતારી દીધાં.

અમે એકદમ મૂંઝાઇ ગયાં! હવે કરવું શું તે સમજ ન પડે. અમારી આ ટિકિટ રદ થાય તો અમારે રાત રહેવું ક્યાં ને બીજા દિવસે વિમાનમાં શી રીતે જવું? કારણ એટલા બીજા ટિકિટ-ભાડાના પૈસા પણ નહિ. અમે ભારે વિમાસણમાં મૂકાઇ ગયાં. વળી અમને એક બીજી વાત પણ યાદ આવી. એક સાધક ભાઇ આવું સ્વરૂપ સીટ ઉપર મૂકીને અગાઉ લઇ જતા હતા તેમની પાસેથી ડબલ ચાર્જ લેવામાં આવેલ. અમારી પાસે પણ કદાચ ડબલ ચાર્જ તો નહિ માગેને? એવો ભય અમને થવા લાગ્યો.

આવા સંકટના સમયે પૂ. ગુરુદેવનું સ્મરણ સહજ રીતે થઇ આવ્યું અને અમે ગદ્દગદ્દ ભાવે મનમાં પ્રાર્થના કરતાં કહ્યું, "હે પ્રભુ, અમારે તમોને વિમાનમાં લઇ જવાનો વિચાર આપે જ સૂઝાડયો. હવે અમે શું કરીએ? આપ જ અમને મદદ કરો, કારણ અહીં તો અમને કોઇ ઓળખતું પણ નથી." અને અમારી આ હૃદયના ઊંડાણમાંથી સહજરીતે વ્યક્ત થઇ ગયેલી પ્રાર્થનાનો જવાબ પ્રભુએ જાણે તુરત જ અજબ રીતે વાળી દીધો.

અમે ત્રણે જણ પ્રભુના સ્વરૂપને લઇને વિમાનની સીડીના પગથિયાં પાસે ઊભાં હતાં. હજી વિમાન ઉપડવાની થોડી મિનિટો-ની વાર હતી. એટલામાં એ વિમાનનો બીજો એક કર્મચારી યુનિફોર્મમાં ત્યાં આવ્યો. તેણે અમને આ રીતે ઊભેલાં જોયાં અને પેલા દરવાજા ઉપરના કર્મચારીને પૂછ્યું, કે શું હકીકત છે? બધી વાત સાંભળ્યા પછી તેણે પેલા કર્મચારીને ભલામણ કરતાં કહ્યું,

"અરે યાર, ઉન લોકો કો જાને દો."

હવે જાણે તે કર્મચારીને પણ અમારા પ્રત્યે થોડી સહાનુભૂતિ પ્રકટી હોય તેમ લાગ્યું અને આ સાથી કર્મચારીની ભલામણનો સ્વીકાર કરતાં, થોડા કચવાતા મને અમને વિમાનમાં પ્રવેશ આપ્યો. પરંતુ અમે ત્રણ પાસે પાસેની સીટોમાં ગોઠવાયાં ત્યાં એર હોસ્ટેસને અતુલની બેઠકના આગળ ઊભું રાખેલું આ સ્વરૂપ નડતરરૂપ લાગ્યું. એટલે તેને ફરી ઊભો કરી દીધો. અમને વળી ચિન્તા થઈ કે શું થશે? પરંતુ અમારા આશ્ચર્ય વચ્ચે અતુલને બીજી એક ખાલી બેઠક ઉપર બેસાડી દીધો, જેથી પૂ. શ્રીના સ્વરૂપને રાખવા માટે જાણે એક આખી ખાલી સીટ—વગર ટિકિટે મળી ગઈ! કેવું આશ્ચર્ય!

અમે—અમારી આટલી નાનકડી પ્રાર્થનાનો આવો અદ્‌ભુત પ્રત્યુત્તર વાળવા માટે પ્રભુનો ખૂબ ખૂબ આભાર માન્યો. માનવો જ જોઈએને!

* * *

પૂ. માએ જે બીજો પ્રસંગ કહ્યો તે આ પ્રમાણે છે.

એ ઘટના પણ ૧૯૮૫ ના વર્ષની છે. પૂ. શ્રીની ભૌતિક વિદાય પછી પૂ. મા સત્યપથમાં વિરાજતાં હતાં. દરરોજ સાંજે ત્યાં સત્સંગનો કાર્યક્રમ થતો. કાર્યક્રમ પહેલાં તેમને થયું કે પાથરણાં પાથરી દઉં અને અગરબત્તી પેટાવી દઉં, જેથી આવનાર ભાઈબહેનોને બહાર ખોટી ના થવું પડે.

"પરંતુ પાથરણાં પાથરી દીધા પછી અમે અગરબત્તી પેટાવા દિવાસળીની કાંડી કાઢી ત્યાં અમારા ડાબા હાથના કાંડામાં એકાએક અસહ્ય પીડા ઉપડી, ને હાથ કાંડામાંથી બેવડો વળી ઉપરના

ભાગની એકદમ નસ વળી ગયો. આમ અચાનક શી રીતે થઇ ગયું તેની અમને કોઇ સમજ પડી નહિ. વળી પીડા પણ એટલી અસહ્ય હતી કે અમારી આંખમાં આંસુ આવી ગયાં !"

"આ અણધારી ઉપાધિથી હવે અમારું શું થશે! અમારું જીવન એક હાથે શી રીતે ચાલશે! વગેરે વિચારો પણ આવવા લાગ્યા. આથી સહજ રીતે અમે પૂ. ગુરુદેવની સમક્ષ ભોંય ઉપર બેસી ગયાં ને અમારા પીડાવાળા હાથને બીજા હાથની મદદથી ઉંચકી પૂ. શ્રીના બેઠેલા સ્વરૂપના ખોળા આગળ મૂકી દીધો. હૃદયમાંથી એકધારી પ્રાર્થના વહેતી રહી. આમ અમારા અંતરના પોકાર સાથેની પ્રાર્થનાને માંણ પંદર મિનિટ થઇ હશે અને પૂ. ગુરુદેવે જાણે એ પ્રાર્થના શીઘ્ર પ્રત્યુત્તરરૂપે અમારી એ શારીરિક પીડા હરી લીધી. હવે અમે જોયું તો જે હાથ કાંડામાંથી બેવળ વળી ગયો હતો તે ધીરે ધીરે સીધો થઇ શક્યો. અરે, વાહ પ્રભુ, આ તે કેવો ચમત્કાર સર્જ્યો! શું તું આ પીડા સર્જીને મારા કોઇ કર્મક્ષયની લીલા કરી રહ્યો હતો કે પછી અમારી શ્રદ્ધાની કસોટી કરી રહ્યો હતો! કંઇ સમજાયું નહિ. પણ જે હોય તે. અમને હવે પાકી ખાત્રી થઇ ગઇ કે તું અમોને સર્વ પ્રકારે સંભાળે છે, સાચવે છે, ને શારીરિક વ્યાધિના નિવારણ માટે પણ અમારે હવે કોઇ દુન્યવી દાક્તરની સારવારની આવશ્યકતા નથી. એની પ્રતિતિ કરાવે છે."

આ શબ્દો પૂ. માના જ છે. પૂ. માની ગુરુદેવમાંની અનન્ય શ્રદ્ધાના તે દ્યોતક છે. અમે એ સાંભળીને ભાવવિભોર બની ગયા કારણ !—પૂ. માની પ્રત્યક્ષ અનુભૂતિના એ શબ્દો હતા. એ અમારી શ્રદ્ધાને પણ પુષ્ટ કરી ગયા. લાગ્યું કે સાચા ભાવથી પોકારેલ કોઇ પ્રાર્થના કદી વ્યર્થ જતી નથી.

# સિદ્ધ સંત શ્રી રણછોડદાસજી મહારાજ

કમલ સુથાર

## સંત–ચરિત્ર

મધ્યપ્રદેશમાં બાયફળ નામનું ગામ છે. આ ગામમાં કારતક સુદ ચોથને દિવસે સંત શ્રી રણછોડદાસજીનો જન્મ થયેલો. વર્ષ નિશ્ચિત ન હતું. તેમણે પરમહંસ શ્રી રામકૃષ્ણને જોયા હતા. જલારામ બાપાને તે મળ્યા હતા. કોઇ તેમની ઉંમર છસો વર્ષ માનતું. તો વળી કોઇ એથીય વધારે. સંત સ્વયં કહેતા : "જે મરવા પહેલાં મરી ચૂક્યો છે. તેની ઉંમર શું? ભૂતકાળનું કામ શું? જે શીખવાનું છે તે તો વર્તમાનથી જ છે."

જનસેવાને તે પ્રભુસેવા માનતા. ગરીબોની સેવામાં જ તેમણે દેહ ઘસી નાંખ્યો. તે કહેતા : "ભાઇ, તમે ભગવાનને જોયો છે જ ક્યાં? જો તમે ભગવાનને જોયો હોય તો તમને ભગવાન આ દુઃખી–પીડિતોમાં જ દેખાત."

બાળપણનું નામ હતું રામરાવ. બચપણથી જ વૈરાગ્યભાવ પ્રબળ હતો. અગિયાર વર્ષની ઉંમરે ગૃહત્યાગ કર્યો. અને અયોધ્યામાં આવ્યા. સરયૂ તટે ગયા. એક સાચા સંતનો મેળાપ થયો. નામ તેમનું પતિત પાવન. તેમની સેવા કરી. દીક્ષા લીધી. અને રામરાવમાંથી શ્રીરણછોડદાસજી બન્યા. ઇષ્ટદેવ "શ્રીરામ." રામ–નામ એમનો દીક્ષામંત્ર. "શ્રીરામ જયરામ જય જય રામ"

એમનો સતત મંત્રજાપ ચાલતો. ભારતની તીર્થયાત્રા કરી. અનેક સાધુસંતોના પરિચયમાં આવ્યા. હિમાલય યાત્રા કરી. તિબેટ પણ ગયા. તાંત્રિક લામાઓને મળ્યા. અવનવા અનુભવો લઇ ભારત આવ્યા.

અપરિગ્રહી હતા. એમની મૂડી એક લંગોટી. બીજો કોઇ સામાન નહીં. પૂરા ત્યાગી. જગ ઉદાસી. વૈરાગી. છતાંય ગરીબો-ના સાચા સ્નેહી. હમદર્દી. તપશ્ચર્યાથી તપ્ત શરીર. પવિત્ર ચિત્ત, ન અહંકાર, ન લોભ, ન મોહ, ન કામ, ન ક્રોધ, એકવાર બર્દવાન મહારાજાનું આતિથ્ય સ્વીકાર્યું. મહારાજાએ ચાંદીનું આસન ભેટ ધર્યું. તેનો તેમણે સહર્ષ ઇન્કાર કર્યો. "રામ–મસ્તને આનું શું કામ? કહી ચાલી નીકળ્યા. કેવા નીકળ્યા. કેવા નિર્લોભી મહાપુરુષ!"

એકવાર વીરપુર ગયા. ત્યાં પૂ. જલારામબાપાને મળ્યા. બાપાએ સ્વાગત કર્યું. જમવાનો સમય. જલારામબાપાએ ઝોળીમાં હાથ નાંખી ઘી ચોપડેલી રોટી કાઢી. તેમને કહ્યું : "જમો પ્રભુ રામજીનો પ્રસાદ છે.". રણછોડદાસજી ઘી નહોતા ખાતા. તેથી ઇન્કાર કર્યો. બાપાએ ઘી વગરની રોટી ઝોળીમાંથી કાઢી આપી. રામઝોળી અખૂટ. અંતે પ્રસાદ પ્રેમથી આરોગ્યો. ત્યારથી બન્ને વચ્ચે અતૂટ મૈત્રી બંધાઇ. અને આજીવન ટકી.

તે સૌનું ભલું ઇચ્છતા. ભલું કરતા. સર્વનું કલ્યાણ કરે તે સાધુ. એવું તે માનતા. સાધુએ સમાજની પ્રેરક દીવાદાંડી છે. અજ્ઞાન દૂર કરે છે. માર્ગ પ્રશસ્ત કરે છે પરમાર્થનો.

અન્યને જમાડીને પોતે જમે. રાજકોટમાં એકવાર રામ–મહાયજ્ઞ કર્યો. પંડિતો–સંતો પધારેલા. ખૂબ ધામ–ધૂમથી યજ્ઞ

પૂરો થયો. હજારો લોકો જમતા. આ બધાંને જમાડયા પછી સંત શ્રી પોતાના હાથે બનાવેલા ઘઉંના ટિક્કડ આરોગતા. ઊંચ–નીચનો કોઇ ભેદ નહીં. સર્વમાં શ્રીરામ દર્શન. કોઇ કિમતી વસ્ત્રો ભેટ આપતું તો તે ગરીબોને આપી દેતા. આવા હતા પરોપકારી સિદ્ધ મહાપુરુષ.

ભગવદ્ ધ્યાનમાં લીન રહેતા. પૂરા એકાગ્ર. ઘણીવાર શરીર ઉપર વીંછીઓ અવર–જવર કરતા. કોઈવાર ઝેરી વીંછીઓ ડંખતા. પણ કંઇ અસર ન થતી. તેમના શરીરને. વીંછીઓ મરી જતા. એવી હતી તેમની દેહાતીત અવસ્થા. કોઇ કોઇ વાર તો એકાન્તમાં મહિનાઓ, વર્ષોસુધી કાષ્ટમૌનમાં રહેતા. કોઈનો મેળાપ નહીં. ભગવદ્ ચિંતન–ધ્યાનમાં લીન.

જનસેવાને પ્રભુસેવા માનતા. ભક્તો પાસે ગામડે ગામડે જઈ નેત્રયજ્ઞો કરાવડાવતા. ધનકુબેર શ્રી મફતલાલ તેમના શિષ્ય હતા. મહારાજ શ્રીની આજ્ઞા પાળવા તે ખરે પગે તૈયાર રહેતા. મહારાજશ્રીની પ્રેરણાથી તેમણે "સદ્ગુરુ સેવાસંઘ" દ્વારા અવિરત જનસેવા ચાલુ રાખી. મહારાજશ્રી પુરુષાર્થને મહત્ત્વ આપતા. તે કહેતા :

"ભગવાને મનુષ્યને હાથ–પગ ને બુદ્ધિ આપ્યાં છે. તે પુરુષાર્થ કરવા. આળસ વિના પુરુષાર્થ કરો ને ભગવાનનું શરણું લો."

જીવમાત્ર પ્રત્યે તેમની આત્મિયતા હતી. કોઇ પણ ગામમાં તે જતા તો લોકો તેમના દર્શને દોડી જતાં. તેમની આજ્ઞા મુજબ પ્રભુસ્મરણ કરતાં. સેવા કરતાં. જીવન ધન્ય બનાવતાં. તે કોઇ પણ એક સ્થળ કે ગામમાં ઝાઝો સમય ન રહેતા. સ્થળ, વ્યક્તિ કે

વસ્તુમાં આસક્તિ નહીં. સતત યાત્રા–સેવા. તે જ્યાં જતા ત્યાં માનવતાની કેડી કંડારતા. પરમાત્મ પ્રકાશ પાથરતા. તે પ્રકાશપૂંજ હતા.

સ્વભાવે વિનોદી. તે કહેતા : "તમે સેવા કરી ઉપકાર કરો છો એવું માનો નહિ. તમારાં કર્મબંધન તોડવાનો સુઅવસર છે એવું માનો."

ધરતીકંપ, દુષ્કાળ, અનાવૃષ્ટિ જેવી કુદરતી આફતો વખતે તેમણે શિષ્યો સાથે મન મૂકીને લોકોની સેવા કરેલી.

ચિત્રકૂટ ઉપર નિવાસ કરેલો ત્યાં શ્રી હનુમાનદર્શન થયેલાં. વાઘ–સિંહ–જેવાં હિંસક પ્રાણીઓ તેમની સાથે મિત્રવત્ વર્તતાં. ચિત્રકૂટની જ્યારે તે પ્રદક્ષિણા કરતા ત્યારે આ પ્રાણીઓ પણ તેમની સાથે ચાલતાં.

તેજોદ્વેષી, ઝેરી, કપટી લોકોએ આ મહાપુરુષને સતાવવા અનેક પ્રયાસો કરેલા. પણ આ ઝેરી કપટીઓનો ક્યાંય ગજ વાગ્યો નહીં. સમર્થ શક્તિએ તેમને હણી નાંખ્યા. દ્વેષીઓ, કપટીઓ, છિન્ન–ભિન્ન થઈ ગયા. સિદ્ધસંતનો વિજય થયો.

પુષ્કર સ્નાન કર્યું. મુંબઈ આવ્યા. ચૈત્રસુદી ૧૩ નો દિવસ. ઈ. સ. ૧૯૭૦ ની સાલ. ૧૯ મી એપ્રિલનો દિવસ. આ દિવસે સ્વેચ્છાએ તેમણે નશ્વરદેહ છોડયો. અને પરમ સિદ્ધ સંત શ્રી રણછોડદાસજી મહારાજ બ્રહ્મલીન થયા. આજેય આ મહાપુરુષ અમર છે.



# શ્રીમદ્ ભાગવતમાંથી આટલું જાણો

પ્રા. જનાર્દનભાઇ દવે

* શ્રીમદ્ ભાગવતની બે ગુરુપરંપરાઓ છે. પહેલી પરંપરામાં નારાયણ ભગવાને બ્રહ્માજીને, બ્રહ્માજીએ શ્રીનારદજીને, શ્રીનારદજીએ શ્રીવ્યાસનારાયણને, શ્રીવ્યાસનારાયણે શ્રીશુકદેવજીને અને શ્રીશુકદેવજીએં રાજર્ષિ પરીક્ષિતને અને સૂતજીને ભાગવત સંભળાવ્યું.

બીજી પરંપરામાં શ્રીસંકર્ષણ ભગવાને (શેષનારાયણે) શ્રીસનકાદિને, શ્રીસનકાદિ ઋષિઓએ શ્રીસાંખ્યાયન ઋષિને, શ્રીસાંખ્યાયનજીએ શ્રીપરાશરજી અને શ્રીબૃહસ્પતિજીને ઉપદેશ આપ્યો અને શ્રીપરાશરજીએ શ્રીમૈત્રેયઋષિને ઉપદેશ આપ્યો અને તેમણે શ્રીવિદુરજીને ત્રીજા ચોથા બે સ્કંધમાં ઉપદેશ આપ્યો.

* તૃતીય સ્કંધમાં પચીશમા અધ્યાયથી તેત્રીશમાં અધ્યાય સુધીમાં શ્રી કપિલ ભગવાને પોતાના માતાજી શ્રી દેવહૂતિજીને ઉપદેશ આપ્યો તેને "કપિલગીતા" કહેવાય છે. ભારતીય ષડ્દર્શનમાં શ્રીકપિલ ભગવાન સાંખ્યદર્શનના પ્રણેતા મનાય છે. સંખ્યાન કરવું એટલે ગણતરી કરવી અથવા નિશ્ચય કરવો એ પરથી સાંખ્ય શબ્દ આવ્યો. સાંખ્યદર્શનના બે પ્રકાર છે એક નીરીશ્વર સાંખ્ય જેના રચનાર ઈશ્વર કૃષ્ણમુનિ છે. તેમાં ઈશ્વર અને ભક્તિનું મહત્ત્વ નથી, જ્યારે ભાગવતજીના શ્રીકપિલદેવે પ્રબોધેલા સાંખ્યમાં ઈશ્વર અને ભક્તિનો 'મહિમા સ્વીકારવામાં આવ્યો છે.

* સાંખ્ય દર્શનમાં પુરુષ અને પ્રકૃતિ એ બે તત્ત્વો સર્વોપરિ, અનાદિ માનવામાં આવ્યાં છે. પુરુષ નિર્ગુણ, પ્રકૃતિ ત્રણ-ગુણોવાળી, પુરુષ અકર્તા, પ્રકૃતિ જ સૃષ્ટિકર્ત્રી છે. પુરુષ અસંગ છતાં ભોક્તા છે. પ્રકૃતિ પુરુષના માટે ભોગસામગ્રી રચે છે.—પ્રકૃતિ પુરુષના વિવેકથી મોક્ષપ્રાપ્ત થાય છે. સાંખ્યમાં કુલ ૨૪ તત્ત્વો છે—કાળને ગણવામાં આવે તો પચ્ચીશ તત્ત્વો છે.

* મૈત્રેયજીનાં માતાનું મિત્રા હતું માટે મૈત્રેય કહેવાયા. પણ પિતાનું નામ કુષારવિ હતું એટલે છેક છેલ્લે ચોથા સ્કંધમાં તેમને કૌષારવિ નામથી ઓળખાવ્યા છે.

* વિદુરજીને શ્રીમદ્ ભાગવતમાં વારંવાર ક્ષત્તા કહ્યા છે. ક્ષત્તા એટલે અંતઃપુરના અધ્યક્ષ. રાજાની રાણીઓ રહેતી હોય તેવા અંતઃપુરના સૌથી વડા રખેવાળ કાં નપુંસક હોય અથવા વિદુરજી જેવા જીતેન્દ્રિય સાધુચરિત પુરુષ હોય; માટે ક્ષત્તા શબ્દ માનવાચક છે.

* પ્રથમ સ્કંધમાં અશ્વત્થામાએ ઉત્તરાના ગર્ભપર બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો અને દ્રૌપદીજીના નિશસ્ત્ર પાંચ સૂતેલા પુત્રોને માર્યા એટલે વ્યાસનારાયણ મોટે ભાગે તેમનું નામ લેવાનું ટાળી દ્રૌણી અથવા દ્રોણીપુત્ર એમ લખે છે.



# રામકથા

( નવેમ્બર '૯૦ થી ચાલુ ) યોગેશ્વરજી

(શ્રી યોગેશ્વરજીની સિદ્ધ કલમે આલેખાયેલ રામકથા)

એક ઠેકાણે પર્વતના શિખર પર કોઈ અપરિચિત છતાં આકર્ષક મંડળીને બેઠેલી જોઈને એણે પોતાના કંઠમાંથી, કાનમાંથી ને પગમાંથી કેયૂર, કુંડળ અને નૂપરને એની દિશામાં નાંખી દીધાં. એ ઉપરાંત પોતાનું વસ્ત્ર પણ રામને પોતાની માહિતી મેળવવામાં મદદ મળે એ આશયથી, નાંખી દીધું. સમુદ્ર પાર કરીને પોતાના વાયુવેગી રથમાં રાવણ સીતા સાથે લંકામાં આવી પહોંચ્યો ત્યારે જ એને શાંતિ વળી. એનું ભયભીત મન થોડુંક નિર્ભય બન્યું.

ઊર્મિલાએ પોતાના સ્વપ્નની વાત શત્રુઘ્નને કહી બતાવી અને એનું રહસ્ય પૂછ્યું તો શત્રુઘ્ને કહ્યું, 'સ્વપ્નનો વિષય જ એવો અટપટો છે કે એનો પાર કોઈનાથી પામી જ ના શકાય. બધાં સ્વપ્નાં સાચાં થોડાં જ હોય છે? સાચાં નથી હોતાં એ સાચું, પરંતુ મને તો આ સ્વપ્ન સાચા જેવું જ લાગ્યું.' ઊર્મિલા બોલી.

'એ તો સ્વપ્નની ખૂબી જ એવી હોય છે કે એ આપણને સાચું જ લાગે. બાકી મને તો નથી લાગતું કે એ સ્વપ્નું સાચું હોય. સીતાનું હરણ કરવાની કોઈની તાકાત નથી. સીતાનું હરણ કોઈ કરી જ ના શકે. અને કોઈ કરશે તો પણ રામ એને જીવતો નહિ છોડે.' 'રામની શક્તિ એવી અસાધારણ છે એ હકીકતમાં તો મને વિશ્વાસ છે. છતાં પણ સીતાનું હરણ થાય એ વિચાર જ કેટલો બધો કરુણ અને દુઃખદ છે?'

'પરંતુ એનું હરણ થવાનું જ નથી પછી શું?' 'તો તો ઘણું સારું. પરંતુ આ તો મને સ્વપ્ન પરથી વિચાર આવ્યો એટલે કહી બતાવું છું.' 'એ

વિચાર બરાબર નથી. સીતાના જીવનમાં એવી અમંગલ ઘટના થાય જ નહિ.' ઊર્મિલાએ મૌન રાખ્યું. શત્રુઘ્ન પણ શાંત રહ્યો.

એ બંનેને શી ખબર કે સઘળાં સ્વપ્નાં સાચાં ના હોવા છતાં એ સ્વપ્ન સાચું હતું. સીતાનું હરણ થયું હતું, ને સીતા અત્યારે રામની સાથે વનમાં ન હતી પણ રાવણની લંકામાં હતી. એનું મુખ મંડળ મ્લાન બનેલું અને અંતર અતિશય આર્ત થયેલું.

## સીતાની શોધ

સીતાનો શોક લંકામાં પ્રવેશતા વેંત પરાકાષ્ટાએ પહોંચી ગયો. રામની આગળ સુવર્ણમૃગની માગણી કરવા માટે એને ભારે પશ્ચાત્તાપ થવા માંડયો. પોતે કરેલી અથવા પોતાનાથી થયેલી કે થઇ ગયેલી ભૂલ એને સમજાઇ ગઇ. સુવર્ણમૃગની લાલસા પોતાના દિલમાં જાગી જ ના હોત તો આ બધું થાત ખરું?

રામ અને લક્ષ્મણના સાન્નિધ્યમાં, પંચવટીના પાવન પ્રદેશમાં, પોતે સુખપૂર્વક ફરતી હોત. પરંતુ હવે શું થાય? જે થઇ ગયું તે થઇ ગયું. એનો અફસોસ કરવાથી વેદના વધશે ખરી, દુઃખ પણ દ્વિગુણિત બનશે, પરંતુ એને દૂર કરવાનો માર્ગ તો નહિ જ મળે.

સુવર્ણમૃગ લક્ષ્મણના કહ્યા પ્રમાણે ખરેખર કોઇ મૃગ નહિ હોય પરંતુ મારીચ જેવો કોઇક રાક્ષસ જ હશે. રામ તથા લક્ષ્મણ એનો નાશ કરીને પંચવટીમાં પાછા પધાર્યા હશે. ત્યાં મને ના જોવાથી એમને કેટલું બધું દુઃખ થયું હશે! આશ્રમને તદ્દન સૂનો જોઇને એમનું હૃદય રડવા લાગ્યું હશે.

સીતાની આંખમાંથી આંસુ ટપકવા માંડયાં. એનું હૃદય રડવા લાગ્યું. એ જ વખતે રાવણ એની પાસે આવી પહોંચ્યો ને બોલ્યો. 'હવે શોક કરવાથી કે આંસુ સારવાથી કોઇ જ હેતુ નહિ સરે. તારા અને મારા બંનેના જીવનને સુખી કરવા માટે જ હું તને અહિં લઇ આવ્યો છું. એટલે નિશ્ચિંત બનીને અહિં સુખપૂર્વક નિવાસ કર અને મારી ઇચ્છાને અનુસર.'

સીતાએ મક્કમતાથી કહ્યું. 'મારાથી એ કોઇ યે સંજોગોમાં નહિ બની શકે. તારી ઇચ્છાનું અનુસરણ મારાથી કદી પણ નહિ કરી શકાય. હું જીવતી હોઇશ ત્યાંસુધી રામ વિના બીજા કોઇની થઇ તો નહિ જ શકું પરંતુ થવાનો વિચાર પણ નહિ કરી શકું. તું જે દુષ્ટ હેતુથી પ્રેરાઇને મને બળપૂર્વક હરી લાવ્યો છે તે હેતુની સિદ્ધિની આશા સ્વપ્ને પણ ના રાખતો.'

રાવણે અનેક પ્રકારનાં પ્રલોભનો બતાવ્યા, ભય પણ બતાવી જોયો, પરંતુ સીતાનું મન ના માન્યું. એ પોતાની નિષ્ઠામાં એવી જ અડગ રહી. આખરે રાવણે એને અશોકવાટિકામાં રાક્ષસીઓના કડક પહેરા નીચે મૂકી. એ રાક્ષસીઓને ગમે તેમ કરીને પણ એના હૃદયને વશ કરવાનું કામ સોંપવામાં આવ્યું.

રાક્ષસીઓ રાવણને વફાદાર હોવાથી અનેક રીતે એના મનને બદલવાનો કે જીતવાનો પ્રયત્ન કરવા લાગી. એમને પણ ખાતરી તો થઇ જ કે એ પ્રયત્ન કાંઇ ધાર્યા જેટલો સહેલો ન હતો. સીતાને માટે અશોકવન માત્ર નામનું જ અશોકવન બની રહ્યું. ખરી રીતે તો એના અંતરને સંતૃપ્ત કરનાર શોકવન થયું. (ક્રમશઃ)



# સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોનો ભાવાર્થ

શ્રી યોગેશ્વરજી

* સ્થિતપ્રજ્ઞ પુરુષ કામનાનો ત્યાગ કરીને મનને તેના મૂળ સ્વરૂપ પરમાત્માનું મિલન કરાવે છે તેથી તેને પરમાનંદની પ્રાપ્તિ થાય છે. તે સદા આત્માનંદમાં મગ્ન રહે છે.

* દુઃખના ડુંગર તૂટી પડે તો પણ તે દુઃખી થતો કે શોક કરતો નથી. સુખ ને સંપત્તિથી છલકાઇ કે ફુલાઇ જતો નથી. તે ભય, ક્રોધ ને રાગદ્વેષથી મુક્ત હોય છે.

* પરમાત્મામાં જ તે આનંદ માને છે. પરમાત્માને પ્રેમ કરે છે. સારા કે નરસા વાતાવરણ કે પદાર્થની પ્રાપ્તિથી તે હરખાતો કે શોક કરતો નથી. તેના પરમાત્મ પ્રેમમાં કોઇ જાતનો વિક્ષેપ નથી પડતો.

* કાચબો જેમ અંગોને સંકોચી લે છે, તેમ તે ઈન્દ્રિયોને બહારના પદાર્થોમાંથી પાછી વાળી સ્થિરતાનો આનંદ અનુભવે છે.

* પહેલાં તે વિષયોથી દૂર રહી સંયમ કરે છે, તેથી તેનો વિષયરસ દૂર થાય છે. છતાં વિષયરસનો સ્વાદ લેવાની જે સૂક્ષ્મ વૃત્તિ તેના દિલમાં રહી ગઇ હોય છે, તે ક્યારેક પાંગરવાનો સંભવ રહે છે. પરમાત્માનું દર્શન કરવાથી તે વૃત્તિ પણ દૂર થાય છે ને તે સંપૂર્ણપણે પવિત્ર બની રહે છે.

* તે મનને વશ કરે છે, મનની ગુલામીનો નાશ કરે છે.

(ક્રમશઃ)

# મનને સાચવો

પ્રશ્નઃ—સ્ત્રી શું એટલું બધું ભયંકર પ્રાણી છે કે એનાથી પુરુષે એટલું બધું ડરવું પડે? સ્ત્રી જાતિ તરફનું એ વલણ વિચિત્ર નથી લાગતું શું?

ઉત્તરઃ—એમાં વિચિત્ર જેવું કશું જ નથી. વિચિત્ર તો, માણસનું મન છે અને ભયંકરતા પણ એ જ કરતું હોય છે. એ ક્યારે શું કરી બેસે છે તેની ભલભલાને ખબર પણ નથી પડતી. એની અસર નીચે આવવાથી કેટલાય યોગીઓના યોગ બગડી ગયા છે, કેટલાયનાં વ્રતતપ અટકી ગયાં છે, અને કેટલાય આશાસ્પદ સાધકોનાં સાધના ઝરણાં, સિદ્ધિરૂપી સરિતાને મળ્યા વિના જ, અધવચ્ચે જ સુકાઇ ગયાં છે. સ્ત્રી એમાં નિમિત્ત બની છે, ને સ્ત્રી માટે પુરુષ નિમિત્તરૂપ થયો છે. એમાં સ્ત્રી કે પુરુષનો દોષ નથી, પરંતુ મનનો દોષ છે. મન જો મજબૂત તથા સંયમી હોય, તો તો કાંઇ જ ના થાય; કોઇયે પ્રકારનું જોખમ ના આવે. પરંતુ દરેકનું મન એવું નથી હોતું. માટે જ ઉપાધિ ઊભી થાય છે. ભલભલા મજબૂત માણસનું મન પણ ક્યારે નબળું બને છે કે ડગી જાય છે, એ વિષે કશો જ ચોક્કસ અભિપ્રાય નથી આપી શકાતો. એટલે મનને સાચવવું ખૂબ જરૂરી છે.

યોગેશ્વરજી



# ધર્મો રક્ષતિ રક્ષિતઃ

શાસ્ત્રો કહે છે કે જે "જેવું કરે છે, તેવું પામે છે. જેવું વાવે છે, તેવું લણે છે." નીતિ, ધર્મ, માનવતા ને સેવાનાં મૂલ્યોને વળગી રહેનાર અને એમનાં મંગલમય મંત્રોને જીવનમાં વણી લેનારને એમની મદદ મળે છે. જે બીજાને સુખ–શાન્તિ આપે છે કે [illegible] પ્રયાસ કરે છે, તેને પોતાને [illegible] વંચિત રહેવુ પડતું નથી. બીજાને આશ્રય, હૂંફ, છાયા આપનારને પોતાને તેની પ્રાપ્તિ થાય છે, જે બીજાને જમાડે છે તે ભૂખે નથી મરતો. ભોજન પામે છે. બીજાને પાણી પાનાર તૃપ્તિ મેળવે છે. બીજાને માટે મદદરૂપ થનારને પોતાને તેવી મદદ એક અથવા બીજી રીતે મળી રહે છે. ધર્મો રક્ષતિ રક્ષિતઃ ધર્માચરણ કરનારને, ધર્મની રક્ષા કરનારને ધર્મ રક્ષે છે. ધર્મ એને માટે અભેદ્ય કવચ બને છે અને ધારો કે તે ન થાય તોપણ શું? બીજાને માટે જીવવાથી, ઉપયોગી કાર્યો કરવાથી અથવા ધર્માનુષ્ઠાનનો આધાર લેવાથી જે આત્મસંતોષ સાંપડે છે, આનંદ અનુભવાય છે, જીવનની સાર્થકતા સચવાય છે, તે કાંઈ નાનોસૂનો પુરસ્કાર નથી હોતો. એ માનવને અહંતામાંથી, મમતામાંથી, સ્વાર્થવૃત્તિમાંથી, માલિકીપણાની ભાવનામાંથી ભેદભાવમાંથી, સંકીર્ણતામાંથી, અશાંતિમાંથી રક્ષા કરે છે. એનાથી વિશેષ લાભ બીજો કયો હોઈ શકે? ધર્મ એના આચરણ કરનારને માનવ તરીકે સુરક્ષિત રાખે છે. દાનવ બનતાં રોકે છે. પળે પળે રક્ષે છે.

— મહાત્મા યોગેશ્વરજી

પ્રાપ્તિસ્થાનઃ—પ્લોટ નં. ૧૯૮૮ બી. સરદારનગર, ભાવનગર—૧.
રાધેશ્યામ પ્રિ. પ્રેસ, હરિયાળા પ્લોટ, બોરડીગેટ, ભાવનગર—૧.